# જ્યુટ શેર

યાને

## જ્યુટ મીલોના શેરોમાં નાણું રોકનારનો ભોમીઓ.



જ્યુટની કાપણી.

પ્રકાશક.
છોટાલાલ છગનલાલ કોઠારી.

કિંમત રૂા. ૧-૮-૦

# જ્યુટ શેર

યાને

## જુટ મીલોના શેરોમાં નાણું રોકનાર

નો

# ભોમીઓ.



પ્રગટ કર્તા.

છોટાલાલ છગનલાલ કોઠારી.



પ્રથમ આવૃત્તી.

કીંમત. રૂા. ૧—[illegible]—૦



બેંગાળમાં હુગલી નદીના કીનારા પર કુદરતની કૃપાથી
તૈયાર થયેલા કાચા જુટને કાપી તેના પુળા
બનાવી, તેને ભીંજાવી રાખવા માટે
પાણીમાં ડુબાવે છે.



## આ પુસ્તક માટેનો જાહેર અભિપ્રાય.

### મુંબઈની નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશનના પ્રમુખ સાહેબ મી. કે. આર. પી. શરાફ લખે છે કે:—

મી. છોટાલાલ છગનલાલ કોઠારીએ જ્યુટ શેરને લગતી જે ચોપડી પ્રગટ કીધી છે તે મેં રસ સાથે વાંચી છે. જ્યુટની જે હકીકત ખાસ કરીને એવા શેરોમાં લે-વેચ કરવાની જે વીગતો એમાં સમજાવવામાં આવી છે તે નાણું રોકનારે ગોખી રાખવા જોગ છે. એ તો જાણીતી વાત છે કે ઇનવેસ્તરસો હમેશાં આંખો બંધ રાખીને શેર બજારમાં ઝીપલાવે છે ને જ્યારે બજારમાં તેજી થાય છે ને ખરૂં જોતાં જ્યારે વેચવાનો વખત હોય છે ત્યારે ઉંચા ભાવે એકેકની પાછળ લેવા દોડે છે ને જ્યારે બજારમાં મંદી થાય છે ત્યારે વગર વીચારે માત્ર ગભરાટથી વેચવામાં પણ પહેલાં બહાર આવે છે, એવા ઇનવેસ્તરસો માટે આ ચોપડી એક મદદરૂપી ભોમીઓ અને સાચ્ચો સલાહકાર થઇ પડવા વગર રહેશે નહીં એવું મારૂં માનવું છે. આંકડાઓને લગતા જે કોઠાઓ આપવામાં આવ્યા છે તે પણ ઇનવેસ્તરસોને તેમજ દલાલોને ઘણા ઉપયોગી થયા વગર રહેશે નહીં. આ કોઠા એટલા બધા તો સંપૂર્ણ છે કે આટલી બધી વીગતો જ્યુટ શેરને લગતી બીજી કોઈ પણ ચોપડીમાં મારા જોવામાં આવી નથી. ગુજરાતી ભાષામાં આવી જાતની ચોપડીની જે ખુટ હતી તે આ ચોપડી જરૂર પુરી પાડશે. હું એમના કર્તા મી. છોટાલાલને દરેક ફતેહ ઇચ્છું છું.

મુંબઈ તા. ૧૦-૪-૧૯૩૦. કે. આર. પી. શરાફ.

---

### સેન્ટ્રલ બેન્કના મેનેજીંગ ડાયરેકટર મી. એસ. એન. પોચખાનાવાળા લખેછે કે:—

**Dear Mr. Kothari,**

I have gone through your "Guide on Jute Shares" and found it most interesting. It will be a great help to our Gujerati-reading public interested in investments in Jute Shares. The book gives comprehensive information for everything connected with the jute trade, and the detailed statistics relating to individual companies given therein will prove of great benefit to those who care to make an intelligent study of the position of the Jute companies before investing in them.

yours sincerely,

Bombay. 10th. April 1930. (sd.) S. N. Pochkhanawala.

# અર્પણ પત્રિકા.

શ્રીયુત,

બાબુ દયારામ પોદ્દાર,

કલકત્તા.

માનવંતા શેઠજી,

મ્હારા આપ સાથેના છેલ્લાં થોડા વરસના સહવાસમાં, શેરદલાલના ધંધામાં આપનામાં રહેલું પ્રમાણીકપણું, ઘરાકોના લાભમાંજ પોતાનો લાભ દેખવાની ઉમદા સમજ, ઘરાકો તરફની શુભ વૃત્તિ અને હરહમેશ ઇનવેસ્ટર એટલે કે સાચા નાણું રોકનાર ઘરાકોના લાભ માટેના આપના પ્રયાસ વીગેરે ગુણો અનુભવતાં તે ગુણોપર આકર્ષાઇને, કલકત્તાની જ્યુટ મીલના શેરોમાં નાણું રોકનાર ગુજરાતી આલમને ઉપયોગી થઈ પડે તેવું આ નાનકડું પુસ્તક આપના નામ સાથે અંકિત થાય એ હેતુથી આ પુસ્તક આપનેજ નમ્રતાપૂર્વક અર્પણ કરૂં છું.

હું છું,

આપના ગુણોનો આકર્ષક;

છોટાલાલ છગનલાલ કોઠારી.

# પ્રસ્તાવના.

મુડીની સલામતી સાથે સારૂં વ્યાજ મેળવવા, છેલ્લાં કેટલાંક વરસથી ગુજરાતી આલમનું ધ્યાન કલકતાની જ્યુટ મીલોના શેરો તરફ ખેંચાયું છે અને એ તરફ નાણાના રોકાણની શરૂઆત કરનારાઓએ સારો લાભ મેળવ્યો છે પણ ખરો.

અનુભવે કલકતાની જ્યુટ મીલોના શેરોમાં નાણું રોકવું લાભકારક નીવડવાથી, તેમજ જેણે શરૂઆત કરી તેઓને થયેલો લાભ દેખી, તેમજ મુંબઈની કાપડની મીલોની અવદશાને લીધે, મુંબઈ ઇલાકાનો નાનો મોટો નાણાવાળો વર્ગ મોટે ભાગે કલકતાની જ્યુટ મીલોના શેરોમાં નાણું રોકવા લલચાયો છે; આવે પ્રસંગે જ્યુટ, જ્યુટના વેપારની સ્થીતી, જ્યુટના વેપારની દુનિયાની ઉપયોગીતા, ભુતકાળમાં મીલોએ કરેલા નફા અને આપેલાં વ્યાજ, ભૂતકાળમાં શેરોના ભાવોમાં થયેલી વધ–ઘટ, વેપારની ભવીષ્યની સ્થીતીની આગાહી, વીગેરે શેર–હોલડરોને યાને નાણાં રોકનારાઓને નાણું રોકતાં પહેલાં જાણવી જોઈતી માહાતીઓ અને સુચનાઓ સાથેનું પુસ્તક ગુજરાતીમાં હોય તો તે જરૂર આવકારદાયક અને માર્ગદર્શક થઇ પડે એવા આશયથી, બની શકી તેટલી દરેક માહીતીઓ મેળવી; આ નાનું પુસ્તક ગુજરાતી ભાષામાં ગુજરાતી આલમને ચરણે ધરવાનું સાહસ ઉઠાવ્યું છે.

ઇ. સ. ૧૯૨૫–૨૬ ની જ્યુટ શેરોમાં આવેલી મંદી વખતે કે જે વખતે જ્યુટ શેરોના ભાવોમાં ઘણો મોટો ઘટાડો થયો હતો, તે વખતે નાણું રોકનારાઓ જ્યુટ શેરોની ભુતકાળની સ્થીતીનું અનુકરણ કરી શકે, અને અણીને વખતે ગભરાઇને પોતાનું લેણ મુકી નુકશાન કરતા બચે તેટલા માટે મ્હારા તરફથી ઈંગ્રેજીમાં એક ચારટ બહાર પાડવામાં આવ્યો હતો અને તે ઘણાઓને પસંદ પડયો હતો. આ વખતે મ્હારા ઘણા સ્નેહીઓ અને ઘરાકો તરફથી આવી માહીતીઓ ગુજરાતી ભાષામાં પ્રગટ કરવા માગણી પણ થઇ હતી.

ઇ. સ. ૧૯૨૫–૨૬ ની મંદી પછી, બે વરસ સારી જેવી તેજી શેરોમાં થયા પછી ફરી ૧૯૨૯–૩૦ ની મંદી શરૂ થઈ છે. ૧૯૨૫–૨૬ ની મંદી કરતાં આ મંદી કાંઇક ભયંકર રૂપ દેખાડે છે, કારણકે એકલા જ્યુટ શેરોમાંજ નહીં પણ આખી દુનિયાના દરેક બજારો પર મંદીની અસર થઇ છે. આવે વખતે આ પુસ્તક નાણું રોકનાર જનતાને જરૂર ઉપયોગી થઇ પડશે એમ ધારી, આ પુસ્તકનો બહાર પાડવાનો આ સમયજ પસંદ કરવામાં આવ્યો છે.

જ્યુટ શેરોના ભુતકાળના ઈતીહાસ પર નજર ફેંકતાં દેખાઈ આવશે કે:–બે ત્રણ વરસની તેજી પછી એકાદ વરસ અચાનક–અણધારી મંદી શેરોમાં આવતીજ રહી છે; અને તે મંદી પછી પાછી તેજી પણ અણધારી થતી રહી છે. ઇ. સ. ૧૯૨૫–૨૬ ની મંદી વખતે ભાવો જેટલા નીચા થયા હતા તેટલા નીચા હજુ થયા નથી પણ થવાની અણીપર છે એમ ગણાય; કદાચ તેથી સહેજ નીચા પણ જાય! છતાં એટલું તો કહી શકાશે કે:–જ્યુટનો ઉદ્યોગ સલામત છે અને સલામત રહે તેમ દેખાય છે. હેસીઅન–અને ગુણીના દુનિયાના ખોરાક માટે આખી દુનિયાને બેંગાળના જ્યુટની જરૂરીઆત છે, તેમજ દર વરસે જ્યુટની ખપત યાને વપરાશ વધતીજ જાય છે; એટલે ભવીષ્યમાં તેજીની આશા મુકવા જેવું તો નથીજ. હાલની મંદી નાનું જેવું કારણ આવતાં તેજીમાં પલટાઇ જાય તો તાજુબ થવા જેવું નથી. આવે પ્રસંગે નાણું રોકનાર પ્રસંગે શું કરવું! તે પણ આ પુસ્તકમાં મ્હારા અલ્પ અનુભવ પ્રમાણે સુચનાઓ આપવા મેં પ્રયાસ કરયો છે.

ઇ. સ. ૧૯૨૮ ના છેલ્લા મહીનાઓમાં કે જયારે, જ્યુટ શેરો ના ભાવો ઉછળી રહ્યા હતા ત્યારે "મુંબઇ સમાચાર" ના અંકોમાં મ્હારા તરફથી પ્રગટ થતા લેખોમાં "ભાવો ઘણા ઉંચા છે એટલે લેનારે વિચાર કરીને લેણ કરવું" એવી સુચનાઓ અવર નવર આપવામાં આવી હતી, આ પ્રસંગે એ ભાવોએ ઘણાઓના ગળામાં શેરો આવી પડયા હશે એ બનવા જોગ છે; જો કે કેટલાકોના ગળામાંથી મંદી થતાં નીકળી ગયા હશે પરંતુ મ્હારા અનુભવે મ્હને જે સમજાયું છે તે પરથી એટલું તો કહી શકીશ કે, ઘણાઓ પાસે તે લેણ હજુ સુધી પડેલા હશેજ; અને હવે તેવા લેણવાળાઓ ગભરાઈ પોતાનો માલ મુકી દેવાની અણીપર પણ હશે. એવાઓ કદાચ ભાવો આટલામાં હજુ પણ અથડાય તો મુડી પર

ભલેને વધારે નહીં તો થોડું તો વ્યાજ છુટશે જ, એટલો સધ્ધારો માની થોડો વખત સબુરી પકડે અને ન ગભરાય તો વહેલે મોડે તેઓનો ભાવ તેઓને આવી મળશે એવું ભુતકાળનો ઇતિહાસ જોતાં માની શકાય તેમ છે.

નીચા ભાવ કેને કહેવા ? અને ઉંચા ભાવો કેને કહેવા ? વે માટે મીલને ભાગ્યવશાત ફડચામાં જવાનો વખત આવતાં છેલ્લાં સરવાયા પ્રમાણે ઓરડીનરી શેરને શું વહેંચણી મળે ? આ ગણતરી પણ આ પુસ્તકના પાને ૩૭ થી ૪૦ ના કોઠાઓમાં બતાવવા પ્રયત્ન કર્યો છે. જો કે ગણુતરી બની શકે તેટલી કાળજીપુર્વક ગણુવામાં આવી છે છતાં શંશય જણાય ત્યાં ફરી ગણુતરી ગણી લેવા વાંચકને વીનંતી કરવામાં આવે છે ગણુતરીના દોષ પર ન જોતાં જે રીત બતાવી છે તે બરાબર છે કે નહીં તેજ જોવા વાંચકને વીનવવામાં આવે છે.

જ્યુટ શેરોના ભાવો સાથે સંબંધ ધરાવતા હેસીઅન અને ગુણીના બજારમાં ભાવોમાં છેલ્લા દશ વરસમાં થયેલી વધઘટ તપાસવી પણુ ઉપયોગી થઈ પડે તેટલા માટે તેનો કોઠો પણુ મુકવામાં આવ્યો છે, વળી કાચા જીટના વાવેતર-ઉતર, અને સરકારી અડસટા પણુ આપલામાં આવ્યા છે, કે જે ધ્યાન પુર્વક તપાસી જતાં નાણું રોકનાર વર્ગને પ્રસંગ પર ઘણા ઉપયોગી થઇ પડશે એમ માનું છું.

આ ઉપરાંત હમણાંજ પ્રગટ થયેલા "ઈન્ડીઅન ફાઇનેન્સ" નામના ઇંગ્રેજી અઠવાડીક પેપરના "હેસીઅનનું ભવિષ્ય" એ નામના લેખનો સારાંશ ઘણો ઉપયોગી જણાયાથી તે પણુ આપવામાં આવ્યો છે અને તે ખાસ ધ્યાનપુર્વક વાંચી જવા વાંચકને ખાસ ભલામણ કરવામાં આવે છે.

ટુંકમાં મ્હારાથી બનતા પ્રયાસે મેં દરેક બાબત મેળવવા કોશીશ કરી છે, છતાં કાંઇ સુધારો કરવાની વાંચકની સુચનાનો આભાર સાથે સ્વીકાર કરવામાં આવશે. અને તે સુચનાઓ બીજી આવૃતી બહાર પાડવાનો વખત આવતાં આભાર સાથે અમલમાં મેલવામાં આવશે.

આ પુસ્તક પ્રગટ કરવામાં મેસર્સ **બીશનદયાળ દયારામ**ની ફર્મના માલેક બાબુ **દયારામ પોદારે** મને કીધેલી મદદ માટે હું તેમનો આભારી છું.

આ ઉપરાંત શેઠ **જમનાદાસ મુળચંદ**ની મુંબઇના શેરદલાલની પેઢીના ભાગીદાર શેઠ **મથુરદાસ ગોવીંદજી**એ પણુ મ્હારા પ્રયાસમાં આગળ વધવા મને સારી મદદ કીધી છે, એમનો પણુ હું આભારી છું.

આ ઉપરાંત આ પુસ્તક વધારે ઉપયોગી થઇ પડે તેવી કાળજીથી કેટલીક ઉપયોગી બાતમીઓ મેળવી આપી પુસ્તકને વધારે ઉપયોગી બનાવવાના પ્રયાસમાં શેઠ. **મનમોહનદાસ નેમીદાસ કું.** વાળા ભાઇ **ભીખાભાઇ કોઠારીએ** લીધેલી મહેનત માટે મારે જરૂર તેમનો આભાર માનવો જોઇએ.

આ પુસ્તકમાં આપેલા મીલોના વરણુન સિવાયની બીજી મીલો પણ છે, પરંતુ કલકતાની શેર બજારમાં તે મીલોના શેરોના કામ નહીં જેવાજ હોવાથી તે મીલોની સ્થતી આપી નથી.

આ પુસ્તકમાં મારે કેટલાક ઇંગરેજી પુસ્તકોનો આશરો પણ લેવો પડયો છે અને તેથી આ પ્રસંગે તે ઇંગરેજી પુસ્તકોના કરતાઓનો પણ મારે જરૂર આભાર માનવો જોઈએ.

ટુંકમાં મુંબઈ ઇલાકાની ગુજરાતી આલમને કલકતાના જયુટ શેરોમાં નાણું રોકતાં મ્હારો આ પ્રયાસ માર્ગદર્શક અને લાભદાયક નીવડશે તો હું મારૂં કર્તવ્ય સફળ થયું માનીશ. અસ્તુ.

પ્રકાશક

નં. ૫૫. એપોલો સ્ટ્રીટ. **છોટાલાલ છગનલાલ કોઠારી.**

મુંબઇ તા. ૧ લી મારચ ૧૯૩૦

# અનુક્રમણિકા.

# જ્યુટ યાને શણ.

ફક્ત બેંગાળમાંજ પાકતા જ્યુટ યાને શણનો ઉપયોગ દુનિયાના દરેકે દરેક માણસ કરે છે. દુનિયાના દરેકે દરેક શહેર અને ગામડામાં જ્યુટ પહોંચેલું છે. કાચો માલ ભરવામાં જ્યુટના કોથળાનો ઉપયોગ થાય છે, છુટો માલ પેક કરવામાં હેસીઅનનો ઉપયોગ થાય છે, કાપડની ગાંસડીઓને કંતાન મઢવામાં આવે છે કે જે પણ જ્યુટમાંથીજ બને છે. જમીન પર પાથરવાની શેતરંજીમાં પણ જ્યુટ નજરે પડે છે, અનાજ ભરવામાં પણ જ્યુટનો છુટથી ઉપયોગ થાય છે, રાંઢવા અને રસીઓ પકડતી વખતે પણ જ્યુટ આંગળા પર અથડાય છે, પહેરવાના કપડામાં પણ ઘણી વખત જ્યુટનો તાણો તો હોયજ; નાના બચ્ચાંને રમવાના ડોલ યાને પુતળાંના વાળ જુઓ તો ત્યાં પણ જ્યુટજ નજરે પડે છે. આવા દુનિયાના દરેક નાના મોટા માણસોના હાથને અડતા અને વપરાશમાં આવતા જ્યુટ જેવા ઉપયોગી છોડના સબંધમાં બહુ થોડા માણસોજ જાણતા હશે, કે ફકત બેંગાળના હુગલી ડીસ્ટ્રીકટ અને ૨૪ પરગણાના ગામોજ આ સરવોપયોગી જ્યુટ પેદા કરી આપવામાં મુખ્ય ભાગ ભજવે છે, અને જ્યુટને માટે આખી દુનિયાને બેંગાળ તરફજ નજર કરવી પડે છે.

હુગલી નદીના કીનારા પરની મીલોમાંથી આ ઉપયોગી જ્યુટમાંથી બનતા હેસીયન, કંતાન, કોથળા, વીગેરે દુનિયાને મોટે ભાગે પુરા પાડવામાં આવે છે.

જ્યુટનું વાવેતર માર્ચ, એપ્રીલ અને મે મહીનાઓમાં કરવામાં આવે છે. જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, અને ઓકટોબરમાં તેને લણવામાં આવે છે. અને સપ્ટેમ્બર, ઓકટોબર, નવેમ્બર, અને ડીસેમ્બરમાં પાક બજારમાં આવે છે. જ્યુટનું વાવેતર કેટલા એકરના વિસ્તારમાં કરવામાં આવ્યું છે; તેનો સરકારી અડસટો દર વરસે જુલાઇ મહિનામાં બહાર પાડવામાં આવે છે; અને છેલ્લો વાવેતર અને પાકની ઉતરના આંકડાનો સરકારી અડસટો સપ્ટેમ્બરમાં બહાર પાડવામાં આવે છે. સરકારી અડસટામાં પણ ઘટ-વધ થાય છે. ( તે માટે પાછળ આપેલા કોઠામાંના આંકડા જુઓ. )

સદરહુ સરકારી અડસટા બહાર પડતી વખતે હેસીઅન જ્યુટ, અને જ્યુટ મીલના શેરોમાં સારી વધઘટ થાય છે.

કલકત્તાની જુટ મીલના શેરોમાં ગુજરાતી આલમનું ઘણું નાણું રોકાય છે, પરંતુ તે નાણું રોકનારામાંનો ઘણો જુજ ભાગ જુટ અને મીલની સ્થીતીથી વાકેફગાર હશે, કોઇપણ શેરોમાં નાણું રોકવા પહેલાં કંપની શું કામ કરે છે, તે કામ દુનીયાના વેપારમાં કેવો ભાગ ભજવે છે, તેની ખપત અને ઉત્પન્ન પરથી તે કામ લાભદાયક છે કે કેમ? વીગેરે નહીં તપાસવાના પરીણામે ફલાણા ભાઈ લે છે માટે લઇ લ્યો, અને શેઠ વેચે છે માટે વેચી દયોની બુમાટ પર આંધળીયો ટપો કરી નાણું રોકનાર આજે શેર સટામાં પોતાની થયેલી બરબાદીને લીધે શેરના વેપારને સટોડીયા ધંધા તરીકે વગોવે છે, પણ તેઓ એટલો વીચાર નથી કરતા કે શેર લેતી વખતે તેમણે જે સ્થીતી સમજવી કે કે જાણવી જોઇએ, તે તેઓએ બીલકુલ સમજી કે જાણી હોતી નથી. આંખ મીંચીને ચાલનારને રસ્તા પર ઠોકર વાગે અને તેથી તે સડક બનાવનાર અને પત્થર બન્નેને વગોવવાની મુરખાઈ કરે તેવીજ સ્થીતી આ બાબતમાં બની છે. એમ કહી શકાય.

કલકત્તાની જુટ મીલના શેરોમાં નાણું રોકનારને પહેલાં તો જ્યુટ એટલે શું? અને જુટ દુનીયાના વેપારમાં શું ભાગ ભજવે છે, એ જાણવું જરૂરી છે, તેથી આપણે પહેલા તે તરફ વળીએ.

હીંદુસ્તાનના વેપારમાં જુટ ઘણો આગળ પડતો ભાગ ભજવે છે. મુંબઇ જેમ રૂના વેપારનું મુખ્ય અને મોટું મથક ગણાય છે. તેમ કલકતા જુટના વેપારનું મુખ્ય અને મોટું મથક છે; ફરક માત્ર એટલો જ છે કે, મુંબઇ રૂનું મથક ખરૂં, પરંતુ રૂ અમેરીકા અને બીજા દેશોમાં પણ પાકે છે, અને તેથી જો મુંબઇ ઇલાકો રૂના પાકની તંગીમાં આવે તો દુનીયાને તેના વિના ન ચલાવી શકાય તેવી સ્થીતી નથી, કારણ કે એ પાક બીજે પણ થઇ શકે છે; જ્યારે કલકતાના જુટમાં તેવું નથી. કલકતામાં જુટનો પાક ઓછો થાય અથવા કોઈ સંજોગોમાં જુટની ઉત્પતી અટકી પડે તો, આખી દુનીયાને શણ-કોથળા, કંતાન, હેસીઅન વીગેરે માટે અટકી પડવું પડે, તેવી કલકતાના જુટના પાકની સ્થીતી હોઇ, આજે બંગાળ આવા આખી દુનીયાને અગત્યના પાકની ઉત્પતી માટે મગરૂર છે એમ કહી શકાય. જો કે બંગાળ સીવાય મુંબઇ ઇલાકામાં બીમલીપટમ નામના જુટનું વાવેતર થાય છે, પરંતુ તે રેસાઓ બંગાળના જુટ જેવા મજબુત નથી, તેમજ બહુજ જુજ પાક થતો હોઇ જુટના પાક માટે અને તેમાંથી બનતા શણ-કંતાન-કોથળા વીગેરે અગત્યની અને હમેશના વપરાસની

ખાસ ચીજો માટે આખી દુનીયાને બેંગાળ તરફજ નજર કરવી પડે એવી તે વેપારની સ્થીતી ગણી શકાય.

## જુટની ઉપયોગીતાની શરૂઆત.

જુટનું વાવેતર બંગાળમાં ઘણા જુના વખતથી કરવામાં આવતું હતું, પરંતુ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના આવ્યા પહેલાં તેનો ઉપયોગ અને તેની એટલી બધી જરૂરીઆત ગણવામાં આવી નહોતી. ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ સદરહુ જુટમાંથી વહાણના દોરડાં અને રસીઓ બનાવવા માટે આ છોડની ઉપયોગીતાની શોધ કરી, ઈ. સ. ૧૭૯૫ માં કલકત્તાની બોટેનીકલ ગારડનના ડાયરેકટર ડૉ૦ રોકસબરગે આ જુટની એક ગાંઠ ઈંગલાંડ ખાતે મોકલાવી. ઇ૦ સ૦ ૧૭૯૫ માં આ મોકલાયલી ગાંઠ, અને ઇ૦ સ૦ ૧૮૨૯ માં પહેલવહેલું થયેલું ૩૬૦ હંડરવેટનું રૂ. ૬૨૦ ની કીંમતનું શીપમેન્ટ, એ બે વચ્ચેના વખતમાં થોડાં થોડાં પારસલો યુરોપ ખાતે આ છોડની ચુપયોગીતા તપાસવા માટે મોકલવામાં આવેલા, અને ત્યાં એબીંગડન અને ઓકસફરડશાયરમાં સહરહુ છોડના રેસાઓના તારમાંથી સાદડીઓ અને ચટાઈઓ બનાવવાનો અખતરો કરવામાં આવેલ; પરંતુ આ છોડની વધુ ઉપયોગીતા તરફ ઇ૦ સ૦ ૧૮૧૦ સુધી તે તરફના મોટા ભાગનું ધ્યાન ખેંચાયેલ નહોતું. આ વખતે ડનડી ખાતે જુટનો ભાવ ટનના રૂ. ૧૨ નો હતો, પરંતુ ઈ૦ સ૦ ૧૮૨૦ માં ડનડી ખાતે આ જુટના સખત રેસાઓને વહેલ નામની માછલીના તેલથી નરમ બનાવવાનો અખતરો કરવામાં આવ્યો, અને એવો અભીપ્રાય બંધાયો કે, આ રીતથી એ છોડના રેસાઓમાંથી સારા અને મજબુત તાર નીકળી શકે છે. આ અખતરાના પરીણામે ઇ૦ સ૦ ૧૮૩૭ માં ડનડી ખાતે જુટનો ભાવ દર ટનના રૂ. ૨૨–૨૩ જેટલો વધવા પામ્યો હતો.

કાચા માલ (શણ) જુટનું વાવેતર આસ્તે આસ્તે વધવા લાગ્યું ઈ. સ. ૧૮૯૩ થી ૧૮૯૭ સુધીમાં એવરેજ પાક ૫૫ થી ૫૬ લાખ ગાંસડીનો થતો અને તેમાંથી કલકતાની મીલો ૧૭ થી ૧૮ લાખ ગાંસડી: ખાતી અને ૩૫ લાખ ગાંસડી લગભગ બહાર દેસાવર ખાતે ચડતી જ્યારે આજે એવરેજ ખોરાક કલકતાની મીલોનો વારષીક ૫૫ લાખ ગાંસડી જેટલો થયો છે, જ્યારે બહાર દેશાવર ખાતેનો આંકડો પણ લગભગ ૪૦ ની ઉપર અને ૫૦ લાખ ગાંસડીની અંદર આવે છે; એટલે હાલ કાચા માલનો ખોરાક લગભગ એવરેજ એક કરોડ ગાંસડી જેટલો

ગણાય. આ ઉપરથી સમજી શકાશે કે પાક એક કરોડ ગાંસડી ઉપર થાય તો કાચા માલના ભાવમાં ઘટાડો થવાનો સંભવ રહે.

## જુટની ઓળખ.

દુનીયાની જરૂરીયાતને પુરી પાડનાર આ જુટનું વાવેતર મુખ્યત્વે કરીને બંગાળના પ્રાંતોમાં વહેતી ગંગા, બ્રહ્મપુત્રા અને ડેલ્ટા નદીને કીનારે થાય છે. આસામ, કુચબીહાર, બીહાર અને ઓરીસામાં પણ વાવેતર થાય છે. નદીના પુરમાં તણાઇ આવતો કચરો વરસોવરસ ખેડુને ખાતરના કોઇપણ જાતનાં ખરચ વીના પાક ઉત્પન્ન કરી આપે છે; વળી એક વખત વાવેતર કરી નાખ્યાં પછી કોઈ જાતની ખાસ દેખરેખ રાખવાની જરૂર રહેતી નથી. જુટના છોડ ૧૦ થી ૧૨ ફીટ ઉંચા થઇ શકે છે. છોડ પાકવા પહેલા તેને લણીને ભરપુર પાણીમાં ભીંજવવામાં આવે છે અને પછી તેને ધોઈ–ધોકાવી તેના રેસા જુદા પાડવામાં આવે છે કે જે, ત્યાંથી મીલોમાં જઇ કંતાઇ, વણાઇ, સુતળી, કોથળા, કંતાન વીગેરે અનેક રૂપે બહાર આવે છે.

બંગાલમાં જુટના બે જાતના રેસા થાય છે. એકને ઈંગ્રેજીમાં Corchorus Capsularus Corchorus અને બીજાને corchore olitorus કહેવામાં આવે છે. આ બેઉ જાતોમાં ફક્ત ઉગવાના આકારમાંજ ફરક રહે છે.

જુટને ઘણી જાતોથી ઓળખવામાં આવે છે, જેવી કે દેશી, દેશવાળ, દેવરા, વીગેરે જાતોના નામ રહે છે અને તેમાં જે પરગણામાં તે પાક થયો હોય તે પરગણાનું નામ પણ બોલાય છે. જેમકે નારાયણગંજનો પાક નારાયણગંજી, અને શીરાજગંજનો પાક શીરાજગંજી કહેવાય છે. આ બધી ઉપર જણાવેલી જાતો સારી ગણાય છે; તેમજ આ બે પરગણાનો માલ વધારે અને સારો થાય છે.

ચમકદાર રંગ—કુમાશવાળા અને લાંબા તાર, એ સઉથી ઉંચી જાત ગણાય છે. કેટલીક મીલો નરમ શણ વધારે પસંદ કરે છે, જ્યારે કેટલીક મીલો સખત શણને વધારે પસંદ કરે છે. કોથળા બનાવનારી મીલો મુખ્યત્વે સખત શણ પસંદ કરે છે; અને કેટલીક મીલો તો એકદમ કુમાશવાળું અને નરમ શણ પસંદ કરે છે; આ પસંદગીનો આધાર તેઓની બનાવટ ઉપર રહે છે. રીજેકશન હલકી જાતનો માલ ગણાય છે,

જ્યારે કટીંગ છોડના છેડાનો મુલીઆનો સખત ભાગ હોય તેને કહેવામાં આવે છે. આ પ્રમાણે સારા હલકા માલમાં પણ ફરક રહે છે, અને તે પ્રમાણમાં તેના ભાવોમાં પણ તફાવત રહે છે.

હેસીઅન બનાવવામાં, ૮૫ ટકા સારો માલ, અને ૧૫ ટકા રીજેકશન વપરાય છે. કોથળા બનાવવામાં પણ રીજેક્શન અને B, T, R,' S ની મેળવણી થાય છે.

**બેલરોઃ**—(ગાંઠ બાંધી રાખનારાઓ) અને **શીપરોઃ**—(માલ ચડાવનારાઓ) અમુક મારકો આપી, સારી નબલી જાતની ગાંસડીઓ બાંધે છે; અને તેવા બંધાયલા માલના ભાવો વેપારીના મારકા પર બોલાય છે.

રૂ કરતાં જુટમાં સાફસુફ કરતી વખતે ઘટ ઓછી આવે છે.

## કાચા જુટના ભાવો.

ઈ૦ સ૦ ૧૮૫૧ માં ૪૦૦ પાઉંડની એક ગાંઠની કીમત રૂ. ૧૪-૮-૦ જેટલી હતી, ઈ. સ. ૧૯૦૬ માં ૫૭-૮-૦ જેટલો ભાવ ચડયો, પરંતુ ત્યારબાદ ઇ. સ. ૧૯૦૮–૯ માં આ ભાવો ઘટીને ૩૨-૮-૦ સુધી નીચા ગયેલા. ઇ. સ. ૧૯૧૨ માં ૫૪, અને ઇ. સ. ૧૯૧૩ માં પાછું બજાર ઉંચકાઇને રૂ.૭૧ સુધી ઉપર ગયેલું; અને ૧૯૧૪ ના એપ્રીલમાં એ બજાર ૮૬ ઉપર પહોંચેલું. આ ભાવો ઈ.સ. ૧૮૮૦–૮૪ ના ભાવો સાથે સરખાવતાં ત્રણ ગણા ઉંચા ભાવો થયા ગણાય; ઈ. સ. ૧૮૩૮ માં ડનડી ખાતે જુટના રેસાઓમાંથી પાવર લુમો પર વણાટકામ શરૂ થયું, અને ઇ.સ. ૧૮૫૪–૫૬ ની કરીમીનીઅન વોર વખતે રશીઅન શણ મળતું બંધ થતાં, તથા ઇ. સ. ૧૮૬૧–૬૩ ની અમેરીકન સીવીલ વોર વખતે રૂ મળતું બંધ થતાં, બંગાળના એ જુટની જરૂરીઆત વધવા લાગી; અને ઇ. સ. ૧૮૮૨–૮૩ માં ડનડી ખાતે ૫૧૭૪૫૦ ટન જુટનું શીપમેન્ટ થવા પામ્યું. ત્યાર પછી આસ્તે આસ્તે તે આંકડો વધતોજ રહયો છે, અને આજે ૧૯૨૭ ના જુલાઈથી ૧૯૨૮ ના જુન સુધીનો આંકડો ૪૮,૯૨૨,૨૮ ગાંસડીનો અંકાય છે.

કાચા માલના ભાવોની વધઘટ ઉપર અને તેમાંથી બનતા હેસીઅન, કોથળા, કંતાન વીગેરેના ભાવો પર શેરોમાં પણ વધઘટ થયા કરે છે. કાચા માલના ભાવો સાધારણ અત્યારના વખતમાં રૂ. ૬૦ ની આસપાસ ગણાય છે. ૧૯૨૫ માં પાક થોડો થવાને લીધે એ ભાવો રૂ, ૧૪૦ સુધી ઉંચા થયા હતા; જ્યારે શેરો હાલના ભાવોથી ૫૦,૧૦૦ ટકા જેટલા નીચા હતા. કાચા માલના

ભાવો વધે અને તેમાંથી બનતા કંતાન કોથળા વીગેરેના ભાવો પડયા રહે તો, શેરોમાં ઘટવાની અસર થાય; અને કાચા માલના ભાવો ઘટે અને કંતાન વીગેરેના ભાવો મજબુત રહે, તો શેરોના ભાવોમાં વધવાની અસર થાય. તે ઉપરાંત કાચા માલના ભાવો સામે તેમાંથી બનતા માલના ભાવોની સરખામણી અને ગણતરીપર પણ શેરના ભાવોમાં વધ-ઘટ થાય છે. કોઇ કોઇ વખત અમુક મીલના શેરોના ભાવો વધે છે, જ્યારે અમુકના ભાવો પડેલા રહે છે. તેનું કારણ કેટલીક વખત એવું હોય છે કેઃ–હેસીઅનનો ભાવ અને માંગ સારી હોય અને કોથળાના ભાવોમાં સહેજ મંદી અને માંગ ઓછી હોય તો તે વખતે જુટ મીલોમાં જે મીલની પાસે હેસીઅનની વધારે લુમો હોય તેમાંજ ઉછાળો આવે; તેજ પ્રમાણે કોથળા વીગેરેનાં ભાવોમાં ઉછાળો હોય, અને કાચા માલના ભાવો નીચા હોય અને હેસીઅનના ભાવોમાં નરમાશ હોય તો, જે મીલો પાસે કોથળા Sacking લુમ વધારે હોય તેના ભાવોમાં ઉછાળો આવે. આ ઉપરથી શેરોમાં કામ કરનાર સમજી શકશે કે તેઓએ કાચા માલ સાથે તેમાંથી બનતા પાકા માલના ભાવો પર પણ ધ્યાન આપવું જરૂરી છે, તેની સાથે મીલો પાસે કઈ ચીજ બનાવવાની કેટલી લુમો છે? તે પર પણ ધ્યાન આપવું જરૂરી છે. અમોએ આ બાબત પાછળના કોઠાઓમાં આપેલી છે.

ઇ. સ. ૧૯૧૩ ના ઉંચા ભાવો જોઇ ખેડુતોએ ચોખા વીગેરેનો પાક ઓછો કરી, જુટનું વાવેતર વધારે પ્રમાણમાં કીધું; એટલે ઈ. સ. ૧૯૨૪ માં દુનીયાની ખપત કરતાં ૨૦ લાખ ગાંઠ વધારે ઉત્પન્ન થઈ પડી, તે ઉપરાંત લડાઇને લીધે જરમની અને ઓસટ્રીઆએ માલ ખાધો નહીં; તેમજ બીજા દેશાવરોએ પણ આગળના વરસો કરતાં બહુ ઓછો માલ ખાધો, એટલે કાચા માલનો વધારો થઇ પડયો; એને લીધે ઇ. સ. ૧૯૧૪ માં કાચા માલનો ભાવ ૩૧ સુધી નીચો ગયો. ત્યાર પછીના વરસોમાં નીચા ભાવને લીધે ખેડુતોએ પાક ઓછો વાવ્યો, અને એ ઓછો પાક પણ લડાઇને લીધે બહાર દેશાવરની માંગ ઓછી થવાથી, તથા ઇ. સ. ૧૯૧૭ ના ફેબરવારીથી કાચું શણ નીકાશ કરવાની સરકારી મનાઇ થવાથી (લડાઇને લીધે લાઇસન્સ સીવાય માલ ચડાવવા દેવામાં આવતો નહી) પરીણામે કાચા માલનું બજાર સારા પ્રમાણમાં ઘટેલુંજ રહયું; અને લડાઇના વખતમાં એ બધો નીચા ભાવનો માલ કલકતાની જુટ મીલોને મળ્યો, અને તે નીચા ભાવની બનાવટ ખાસ લડાઇમાં રેતી ભરવાના કોથળા બનાવવામાં

અથવા તેવી બીજી ઉપયોગી ચીજોમાં થઇ. કલકતાની મીલો સીવાય બીજે કોઇ ઠેકાણેથી એ માલ સરકારને મળી શકે તેમ નહી' હોવાથી એ માલને ઘણો ઉંચો અને સારો ભાવ કલકતાની મીલોને મળ્યો, કે જે વખતના નફામાંથી આજે કલકતાની જુટ મીલો કરોડોના નફા રીઝરવમાં રાખી શકી છે.

## કાચા જુટના મોટા ઘરાકો.

હીંદુસ્તાનના જુટના કાચા માલના મોટા ઘરાકોમાં યુનાઇટેડ કીંગડમનો નંબર સહુથી પહેલો આવે છે. જરમની કે જે જુટમાંથી સાદડી–ચટાઇ–ગાલીચા–ધુસા–બનુસ અને હમણા ઇમીટેશન સીલ્ક (બનાવટી રેશમ) બનાવે છે, તેનો નંબર બીજો આવે છે. જરમનીનો ખોરાક ૮ લાખ ગાંઠ ગણાય, આસ્ટરીયા ૨ થી ૨ાા લાખ ગાંઠનું ઘરાક ગણાય, ઇટાલી અને સ્પેન પણ થોડો માલ ખાય છે; બાકીનો હીસ્સો યુનાઇટેડ કીંગડમનો ગણાય. ડનડી ખાતે એ કાચા જુટના રેસામાંથી તેના સુતર જેવા ઝીણા તાર બનાવી, કોથળા વીગેરેનું વણાટકામ કરવામાં આવે છે. અને ડનડીમાં બનતા માલ ઉપરાંત અમેરીકાને મોટા જથામાં કલકતાનો માલ પણ ખાવો પડે છે.

## કાચા જુટની નીકાશ.

જુટનું વાવેતર માર્ચ એપ્રીલ તથા મે મહીના સુધીમાં કરવામાં આવે છે; અને જુલાઇથી સપટેમ્બર સુધીમાં પાક લણી નાખવામાં આવે છે. સપટેમ્બરથી ડીસેમ્બર સુધીમાં કાચો માલ જુટ (શણ) ખેડુત પાસેથી consumer ( વપરાશ માટે લેનારાઓ ) પાસે જતાં; વચ્ચે ઘણા વેપારીઓના હાથમાં ફરી જાય છે. ખેડુતો નાના વેપારીઓને માલ વેચે છે, અને તે વેપારીઓ નાનો નાનો જથ્થો એકઠો કરી મોટા દલાલોને તે માલ વેચે છે; મોટા દલાલો ( અરથદારો ) પાસેથી તેઓને પઇસા અગાઉથી મળે છે, અને તે પઇસા તેઓ ખેડુતોને અગાઉથી આપે છે. આ અરથદારો અને નાના વેપારીઓ તે માલ મીલમાલેકોને વેચે છે. કોઇ કોઇ મીલો ખેડુતો પાસેથી સીધી ખરીદી પણ કરે છે. આવા અરથદારો અને નાના વેપારીઓનો મોટો ભાગ મારવાડી પ્રજા છે, તેઓ માલ કલકતા લાવી, તેને સાફસુફ કરી, જુદા જુદા ભાગો કરી બહાર દેશાવર ચડાવે છે. તેમજ મીલોને પણ વેચે છે. બહાર દેશાવર ખાતે ચડાવવાની ગાંઠો ૪૦૦ પાઉંડની બંધાય છે અને ભાવ અને શીપમેન્ટ એ ગાંઠના ઉપર થાય છે. કાચા જુટના ભાવોમાં પણ રૂની

માફક મોટો સટો ખેલાય છે. અને એ સટાના પરીણામે તઇયાર માલના ભાવોમાં ઘટ–વધ થયા કરે છે. આ સટો ખેલનારનો પણ મોટો ભાગ મારવાડી વેપારીઓ છે; કે જેઓ કાચા માલના ઉપર જણાવ્યાં પ્રમાણેના અરથદારો હોય છે. તેઓને દર વખતે કાચા માલની ઉત્પતીના, ગામડાંઓના વખતો વખત ખબર રહ્યા કરે છે. અને તે ઉપર તેઓ સટામાં પણ લે–વેચ કરી ભાવોની વધઘટ કરે છે. ખરી રીતે ખેડુતોને તો મહેનતના પ્રમાણમાં જોઇએ તેવા ભાવોનો ચાનસ મળતો નથી, પણ ખરો નફો તો આવા અરથદારોજ ખાઇ જાય છે. આવી સ્થીતી હીંદુસ્તાનના લગભગ દરેક કાચા માલની છે, અને દરેક ચીજોમાં સટો ખેલાય છે; આ સટો બંધ ન થાય ત્યાં સુધી ખેડુતોને મહેનતનો લાભ મલી શકે તેમ નથી.

ખેડુતો પાસેનો કાચો માલ સપટેમ્બરથી ડીસેમ્બર સુધીમાં આવી જાય છે, અને તે વખતે મીલો પોતાનો વારસીક વપરાસનો મોટો ભાગ કાચો જુટ ખરીદી લે છે. શીપરો (દરીયા પારના મુલકોમાં મોકલનારા) અને ગાંઠો બંધાવી રાખનાર–બેલરો પણ આ પ્રસંગેજ–ખેડુતો પાસેથી જુટ લઇ લે છે કે જે, પછીથી આસ્તે આસ્તે જરૂરીઆતના અને માગના પ્રમાણમાં વેચી ભાવની વધઘટનો લાભ લે છે.

## જુટ મીલોની શરૂઆત અને તેથી ખેડુતોની પ્રગતી કે વિનાશ ?

આ પ્રકરણમાં આપણે હવે સાંચાકામ યાને યાંત્રીક વીદ્યા અને તેના પરીણામ તરફ નજર કરીએ.

ઇ. સ. ૧૮૫૪ સુધી યાને અઢારમી સદીના મધ્ય ભાગ સુધી જુટમાંથી યંત્ર વીદ્યાથી કોથળા–કંતાન બનાવવાની શરૂઆત થઇ નહોતી, ત્યાં સુધી તો બંગાળના ખેડુતો પોતાના ઝુંપડાઓમાં કોથળા, રસી અને મુંબઇ ઇલાકામાં બંધાતી કપાસની ગાંસડીઓ બાંધવાના ખરબચડા કાપડ–જેને ૫ટીઆ કહેવામાં આવતું તે બનાવતા. ખેડુતો પોતાને ખેતીમાંથી કામ ખલાસ થયા પછીના નવરાસના વખતના છ માસમાં, પોતાના આખા કુટુંબને કામે લગાડી, એ ચીજો બનાવી, સુખી જીવન ગાળતા હતા. દરેક ઝુંપડામાં હાથવણાટની શાળો રહેતી, અને તેમાં પોતાની વપરાસ માટેનું કાપડ બનતું, તે ઉપરાંત પોતાનાજ ખેતરોમાં ઉત્પન્ન થયેલા જુટનું વણાટકામ પણ થતું; અને એ ગૃહઉદ્યોગથીજ ખેડુતો અને તેનું કુટુંબ પોતાની નવરાસનો એવો સદ્‌ઉપયોગ કરતા કે જેથી

તેઓ બારે માસ બહુજ આનંદ અને સંતોષથી રહી શકતા. ટુંકમાં આટલે સુધી ખેડુ વર્ગ બહુ સુખી હતો. ઘણી ઘણી ઉપયોગી ચીજો જેવી કે રસી, કંતાન, પાથરવાની શેતરંજી, અનાજ ભરવાના કોથળા અને ગરીબ ખેડુતોને પહેરવાના કપડાં પણ જુટમાંથી હાથવણાટની શાળપર બનાવવામાં આવતાં, અને એ સર્વ બનાવટ દેશમાંજ ખપી જતી. ખેડુતને એ ચીજોના પૈસા તુરત ઉત્પન થઇ જતા, પરદેશીઓ પણ પુષ્કળ ચીજો લઇ જતા અને એ રીતે એ વેપાર યાને ગૃહઉદ્યોગ બહુ સારો ચાલતો. ખાધખોરાકની ચીજો પણ એ વખતે સસ્તી મલતી, આ પ્રસંગે ખેડુત વર્ગ બહુજ સાદાઈ અને સુખમાં જીવન નીભાવતો.

ઇ. સ. ૧૮૫૫ પહેલાં ડનડીના વેપારીઓએ કાચો માલ લઇ ત્યાં મશીનરીથી કંતાન, કોથળા વીગેરે ચીજો બનાવવાનું શરૂ કરી દીધું હતું. યાને બંગાળના સુખી જીવન ગુજારતાં ગરીબ ખેડુતોના દુરભાગ્યની શરૂઆત ડનડીના વેપારીઓને હાથે થઇ ચુકી હતી. ડનડીની મીલોએ મુંબઇમાં ચાલતા બંગાળના ફટીઆ સામે બરાબર હરીફાઇ શરૂ કરી દીધી હતી.

અધુરામાં પુરૂં માનચેસ્ટરથી કાપડ આવવાની શરૂઆત થઈ ચુકી હતી. બંગાળ–બીહાર અને ઓરીસાના ગરીબ ખેડુતોને માનચેસ્ટરનાં ઝીણાં–સુંવાળા કાપડ આગળ જુટનું ખડબચડું કાપડ શેનું ગમે ? એટલે આસ્તે આસ્તે જેમ જેમ મીલ વણાટના કાપડની માંગ શરૂ થવા લાગી તેમ તેમ જુટના કાપડનો ઉપયોગ કમતી થતો ગયો, અને ખેડુતોને પોતાના ઝુંપડાની શાળો ચલાવવી પોશાઇ શકી નહીં, એટલે ખેડુતોએ કાચો જુટ પરદેશીઓને વેચવો શરૂ કર્યો. પરદેશીઓને તો એજ જોઇતું હતું, આસ્તે આસ્તે ગૃહઉદ્યોગની નાબુદી કરી પોતાનું યાંત્રીક બળ વધારવું હતું. ખેડુતો હરીફાઇમાં નહીં ટકી શકવાથી એ શાળો ધીમે ધીમે બંધ થતી ગઇ. અને આજે તદન બંધ છે એમ કહીએ તો ચાલી શકે. જે છ મહીના બંગાળનો ખેડુત અને તેનું નાનું કુટુંબ શાળ પર કામ કરી પોતાનો વખત પેદાશ વધારવામાં પસાર કરતું તેને બદલે હવે તે વખત હુકો ભરી ચોરે બેસી ગપ્પા મારવામાં ગાળે છે. એક તરફથી ગ્રહ ઉદયોગનો નાશ, અને તેને અંગે આવકની ખોટ, બીજી તરફથી સફાઈદાર કાપડનો માનચેસ્ટરે વધારી મુકેલો શોખ અને તેને લઇને પઇસાની જરૂરીઆત વધવાથી ખેડુત વર્ગ આસ્તે આસ્તે શાહુકારોનો દેણદાર થવા લાગ્યો; બીજી બાજુથી લોરડ કોરનવાલીસે બાંધેલી જમાબંધીથી બંગાળના ખેડુતો જમીનદારોના હાથના રમકડાં જેવા બના તેઓનીજ દયાપર જીવવા જેવી સ્થીતીમાં આવી

પડયા. આ રીતે એક વખત બંગાળના ખેડુતોના હાથના વણેલા કોથળા ઇજીપ્ત અને અમેરીકા વીગેરે દેશોમાં વખણાતા તેજ ખેડુતોને, આજે ફકત પરદેશીઓના માટે પાક ઉત્પન્ન કરી, તેઓ જે કાંઇ ટુકડો ફેંકે તે તરફ સંતોષ રાખી; નવરાશના વખતમાં બીજી જરૂરીયાતો પુરી પાડવા માટે મીલોમાં નોકરી કરવા તેઓની ખુશામત કરવાનો વખત આવી લાગ્યો છે.

યુરોપીયન શોધકોની યાંત્રીક વીદ્યાએ હીંદને તારી દીધું છે કે પાયમાલ કીધું છે! એ ચરચાનો આ વીષય નથી, છતાં ગ્રહઉદ્યોગના નાશથીજ અને યાંત્રીકવિદ્યાની શરૂઆતથીજ ખેડુતોની અને દેશની ગરીબ સ્થીતી થઇ છે; એમ કહેવું કાંઇ ખોટું નથી.

ઇ. સ. ૧૮૫૫ પહેલાં ડનડીની મીલોએ કાચો જુટ હીંદમાંથી લઇ યાંત્રીક વીદ્યાથી તેનો પાકો માલ બનાવી, હીંદમાં મોકલી, હીંદમાંથીજ નાણું ખેંચવા માંડેલું, પણ ઇ. સ. ૧૮૫૫ માં જયોરજ ઓકલેન્ડ નામના એક અંગ્રેજ ગ્રહસ્થ કે જેણે સીલોનમાં કોફીના વાવેતરમાં સારો પૈસો પેદા કીધેલો તેણે, અને શીરામપુરના એક પ્રતીષ્ઠીત બંગાળી બાબુ બીસમભર સેને સાથે મળી ડનડીની માફક બંગાળમાંજ મીલ ખોલી, બંગાળમાંજ યાંત્રીક વિદ્યાથી કાંતવાનું અને વણવાનું કામ શરૂ કરવાની ગોઠવણ કીધી, અને એક દીવસમાં ૮ ટન કાચા જુટમાંથી સુતર કાંતી શકાય તેવી નાની મીલની શરૂઆત થઇ.

ઇ. સ. ૧૮૫૮ માં આ શરૂ થયેલી નાની મીલમાં આગ લાગી અને મશીનરી તથા સ્ટોર વીગેરે બધું બળી ગયેલું. આ વખતે ઓકલેંડ વીલાયતમાં હતો, તેણે તુરતજ ડનડીમાં બીજી મશીનરી માટે ઓરડર મુકયો. અને **રીશરા જુટ મીલ કંપની લીમીટેડ** નામની મીલ ઉભી કરી. ઇ. સ. ૧૮૬૭ માં મીલ નુકશાનમાં આવી ગઇ; આ વખતે મી૦ ઓકલેન્ડ પોતાનો ભાગ કાઢી નાંખી રીટાયર થયો, અને ઈ. સ. ૧૮૬૮ માં કંપનીને દીવાળું કાઢવાનો વખત આવ્યો. મેસરસ બોરાડેલ સ્કીનર કે જેનો મોટો ભાગ આ મીલમાં રોકાતો હતો તેણે તે ખંડી વાલી, અને બીજું વધારે નાણું રોકી, ઇ. સ. ૧૮૭૨ માં **કલકત્તા જુટ મીલ્સ લીમીટેડ** નામે કામ ચાલુ કીધું અને ઇ. સ. ૧૮૭૭ માં મેસરસ એ. આર. મેકીનટોશ કું૦ લી૦. ના નામ પર મેનેજીંગ એજન્સી ફેરવાઇ. આ પ્રમાણે જુટ મીલોની શરૂઆત થઇ.

આજે એક દીવસમાં ૪૮૦૮ ટન જુટનું સુંતર કંતાય અને ૮૦૦૦ માઇલ સુધી પહોંચી શકે તેટલું હેસીઅન ( કાપડ ) નીકળી શકે તેટલી મશીનરીઓ હુગલીના કીનારા પર ચાલુ છે.

## જુટમાંથી કલકત્તાની મીલોમાં બનતા માલનો નીકાશ.

જુટમાંથી બનતા હેસીઅન અને કોથળા વીગેરેનો કયાં કયાં વધારે પ્રમાણમાં નીકાશ છે, તે જાણવું જરૂરી થઇ પડશે-હેસીઅનનું કાપડ વધારે ખાનારા દેશોમાં નોર્થ અમેરીકા, કેનેડા અને સાઉથ અમેરીકા મોટા પ્રમાણમાં કાપડનો ઉઠાવ કરે છે. ત્રીજે નંબર ગ્રેટ બ્રીટનનો છે અને ચોથા નંબરે આસ્ટ્રેલીયા આવે છે, ત્યાર પછી કોનટીનેન્ટ અને ત્યાર પછી ઇજીપ્ત, લીવેન્ટ અને ન્યુઝીલન્ડ આવે છે. આફ્રીકા, પરસીઅન ગલફ, કેપકોલીની, મોરીસીઅસ એ બધા કાપડ (હેસીઅન) ખાય છે; પણ પહેલા નામવાળાથી ઘણુંજ ઓછું. હીંદુસ્થાનમાં મલબાર અને કોરોમાનડલ કાંઠો પણ કાપડનો ઉઠાવ વધારે કરે છે. પહેલે નંબરે નોરથ અમેરીકા અને કેનેડા, બીજે નંબરે ગ્રેટબ્રીટન, આસ્ટ્રેલીયા, ચીન, જાપાન, સ્ટરેઈટ સેટલમેન્ટ, અને ત્યાર પછી બીજા દેશો આવે છે. હીંદુસ્તાનમાં બરમા ખાતે ચોખા ભરવાના કોથળાનો ઉઠાવ સારો થાય છે. ( વધારે વીગત માટે પડતનો કોઠો જુઓ )

કલકતાના હેસીઅન અને ગુણી બજારમાં પણ જેમ મુંબાઇમાં કાચા માલોમાં મોટો સટો ખેલાય છે તેમ સટો ખેલાય છે. જેને લઇને ભાવોમાં કેટલીક વખત માંગ ઓછી હોવા છતાં મોટો ઉછાળો થઈ આવે છે. જયારે માંગ સારી હોવા છતાં કેટલીક વખત બજારને સટાવાળાઓ દબાવી પણ દે છે.

શેરોમાં નાણું રોકતા પહેલા, જેમ વેપાર, વેપારની સ્થીતી, કાચામાલના ભાવોની સરખામણી સાથે તેમાંથી બનતા માલની પડતર, તે બનતા માલની બજારની માંગ, તેના ભાવોની સરખામણી પરથી મીલો ( કારખાનાઓને ) થતા ફાયદાનો અંદાજ, વીગેરે તપાસવાનું રહે છે, તેમ તેની સાથે સટા બજારના ઘડી ઘડીના બનાવો અને ગપગોળાઓ પર ભાવોમાં થતી અસર પર પણ જરૂર શેર-હોલડરોએ ધ્યાન આપવું ઘટે છે. દાખલા તરીકે ઘણી વખત એવું બને છે કેઃ--કાચા જુટના ભાવોની સરખામણીમાં તેમાંથી બનતા માલના ભાવોને તપાસતાં, મીલો ઘણો સારો નફો કરી શક્તી હોય એવું દેખાય છે; છતાં તેનાં શેરોના ભાવોમાં કાંઇપણ અસર વધવાની થવાને બદલે

શેરોના ભાવોમાં નરમી ચાલતી હોય છે. તે વખતે ઇન્વેસ્ટરો ગોટાળામાં પડી જાય છે, આનું કારણ મોટે ભાગે પાકા માલના ભાવો કાં તો સટાવાળાઓની ચાલાકીથી વધેલા હોય છે, અને કાંતો ચમકતું ભવીષ્ય જોઇ શેર બજારમાં જોબર તરીકે દલાલી કરતા દલાલોની સાચા નાણું રોકનારને મુંઝાવી–ગભરાવી નીચા ભાવે તેમનો માલ પડાવી લેવાનું હોય છે.

## શેર બજાર.

અગાઉ જણાવી ગયા છીએ કે:—યાંત્રીક વીદ્યાના ઉત્પન દાતાઓએ હીંદુસ્તાનની પાયમાલીનો પાયો રોપ્યો છે કે હીંદુસ્તાનના ઉધ્ધારનો ? તે સવાલ વીચારવા જેવો થઈ પડે તેમ છે, તેમ આ શેર બજારો કે જે પણ તેજ યાંત્રીક વીદયાના ઉત્પન્નદાતાઓના દેશનાજ કળાબાજ પ્રવીણ માણસો, અને કુહાડીના હાથારૂપ આપણા દેશભાઇઓના ભેગા ભેજામાંથી ઉત્પન્ન થયા છે; અને તે બજારોના બંધારણો એવી કુશળતાથી ઘડાયલા હોય છે કે ભલા ભલા બુધ્ધીશાળી ઇનવેસ્ટરો પણ ચકરમાં ચડી જાય છે, અને તેથી સાચા દલાલની સાચી સલાહ કે જે લાંબે વખતે જરૂર સાચી બની બતાવે છે તે, થોડા વખતને માટે તો એ સલાહપર ચાલનારા ઈનવેસ્ટરોના ગેરલાભની થઇ પડે છે. આપણા હીંદુસ્તાનના ઇનવેસ્ટરો યાને શેરોમાં નાણું રોકનાર આલમ, નાણું રોકતી વખતે સીંહના કાળજાનું જોર બતાવી શકે છે, પણ તેમાં થતી ટુંક સમયની સટાશાહી ઉથલપાથલ વખતે તો એક ભોળા–ભટાક પારેવાના કાળજાની હીંમત સાથે પણ બરાબરી કરી શકતું નથી; વળી આપણામાંનો મોટો ભાગ ઈનવેસ્ટરો ગાડરીયા પ્રવાહની માફક અને વગર મહેનતે કોઇની રૂખપર કમાવાની વધારે ઇચ્છા રાખે છે; એકે એકમાં કમાઈ લીધું તો તેમની પાછળ વગર વીચારે દોરાવામાં પાછી પાની કરતા નથી, અને તેથીજ શેરના સટાની બે ત્રણ વખતની બુમોએ મુંબઇ ઇલાકામાં કાંઇક કુટુંબોની પાયમાલી કરી છે અને કાંઇકને બીચારાને આપઘાત કરવાના વખત આણ્યા છે.

આપણે આ વીષયમાં શેરબજારના કાયદા અને શેરબજારની ચાલાક રીતભાતો અને કાર્યક્રમ ઉપર ચરચા કરવાની નથી, પરંતુ આ વાંચકમાંના સાચા ઇન્વેસ્ટરોએ જોઇ તપાસી સારામાં સારૂં રોકાણ ગણી શકાય તેવે ઠેકાણે નાણા રોકેલ હોવા છતાં, અને ભવિષ્યમાં તે રોકાણ સારામાં સારૂં વ્યાજ ઉત્પન્ન કરી શકે તેવું અને નાણાની સલામતીવાળું હોવા છતાં, શેરબજારના ચાલાક સતાવાળાઓ અવનવા ગપગોળા ઉડાવી ભાવોને એટલા

ગભડાવી પાડે છે કે બીચારા ઇનવેસ્ટરો પોતાનો માલ ગભરાટમાં નીચા ભાવે છોડી દે છે. અને તેથી ઈનવેસ્ટરોએ નીચેની સુચના પર ધ્યાન આપવું જરૂરી ગણાશે.

ઇનવેસ્ટર એટલે નાણું રોકનારે નાણું રોકતાં પહેલાં નાણું કયાં અને કેમ રોકાય છે, તે પહેલું તપાસવું અને નાણાની સલામતી સાથે સારૂં વ્યાજ મલી શકતું હોય તેવે ઠેકાણે નાણું રોકયા પછી તે શેરોના રોજના ભાવોપર નહીં, પણ જે કારખાનામાં નાણું રોકાયું હોય તે વેપાર અને કારખાનાની સ્થીતી જ તપાસવી. જ્યારે કારખાનું ભયમાં આવી પડે તેમ લાગે અથવા વેપાર બગડતો દેખાય, ત્યારેજ માલ વેચવા વીચાર કરવો; બાકી દરરોજ છાપાઓમાં છપાતા ગપગોળા પર અને ઉંચા નીચા ભાવોના આંકડા પર નજર કરે તો ઉંચામાં માલ લેવાઈ જાય ને નીચામાં માલ મુકાઇ જાય તેવો ઘાટ બને છે. શેરબજારમાં સટાના નામે એટલી બધી ઉથલપાથલ થાય છે કે, કંપની નફો કરે છે કે નુકશાન ? વ્યાજ આપે છે કે નહીં ? વ્યાજ આપી શકે તેમ છે કે નહીં ? ચાલુ વરસમાં નફો છે કે નહીં ? વ્યાજ આપશે કે નહીં ? કંપની ફાયદામાં કામ કરે છે કે નુકશાનમાં ? આવા ખરા પોઇંટો શેરોના ભાવો ઘટવાની તરફેણમાં હોવા છતાં શેરોના ભાવોમાં મોટો ઉછાળો આવે છે, અને એજ કારણો શેરોના ભાવો વધવાની તરફેણમાં હોવા છતાં ભાવો ઘટવા માંડે છે.

ઇનવેસ્ટરોએ શેરોમાં રોકાણ કરવામાં દલાલોની સલાહ ઉપર અને સટોડીઆઓએ ઉત્પન્ન કરેલી સંજોગોની તાત્કાલીક સારી માઠી અસર તરફ દોરવાઇ નહીં જતાં, પોતે પણ સંજોગો પારખતાં અને તે ઉપરથી પોતાનો નીરણય કરતાં શીખવું ખાસ જરૂરનું છે, જો કે આ વીષય એ ચરચાનો નથી છતાં આટલું વીષયાંતર એટલા માટે કરવું પડયું છે કે કલકતાની જુટ મીલોની અથેતી સ્થીતીપરથી વાંચકને એટલું તો સમજી શકાશે કે બંગાળનો જુટનો વેપાર, જ્યાં સુધી દુનીયા બીજા કોઇ સસ્તા જુટના રોપની શોધ ન કરે ત્યાં સુધી દીન પરદીન વૃદ્ધીગત થતો રહે તેમ છે. વળી કલકતાની જુટ મીલોએ સ્થાપના પછી અત્યાર સુધીમાં ઘણા સારા નફા કીધા છે અને મીલો અત્યારે ઘણી તરતી થઇ ગઇ છે. એટલે તે તરફ નાણું રોકવું એ મનમાન્યું વ્યાજ ઉત્પન્ન કરવા સાથે નાણાની સલામતી જળવાઈ શકે તેવું ક્ષેત્ર હોવા છતાં એ શેરોનો સટો પણ ખેલાય છે, અને તેથી કેટલીક વખત સારા સંજોગો હોવા છતાં શેરોમાં નાણું

રોકનારને ભાવોની સટાનામી ઉથલપાથલ વખતે નુકકશાનનો ભય પણ રહે છે.

ઇનવેસ્ટર એટલે કે સાચા નાણું રોકનારે એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે, શેરબજારના સટાવાળાઓને ઉંચે ભાવે શેરો વેચવાનું અને નીચે ભાવે શેરો પડાવી લેવાનું મુખ્ય મથક ઇનવેસ્ટરોજ છે, એટલે પુરતી તપાસ કરયા વીના ગભરાઇને વેચવું નહીં, ને અધીરા બની લેવું નહીં.

કંપનીના રીપોરટ જે બહાર પડે, તેની સાથે તેના આગલા વરસોના સરવાયાની રકમોની સરખામણી અને તપાસ પણ કરવી; ભુતકાળની સ્થીતી તપાસવી, એ ઇનવેસ્ટરો માટે અતી ઉપયોગી છે એ ભુલવું જોઇતું નથી. તે ઉપરાંત સરવાયાના અંદર બતાવાતી રકમોમાં કેટલીક બાબતો ખાસ સમજવા જાણુવા અને વીચારવા જેવી હોય છે. તેમજ રીપોરટો વખતે ડાયરેકટરોએ કરેલા ભાષણોનો સાર પણ ભવીશ્યની સ્થીતી સમજવા માટે અતી ઉપયોગી થઈ પડે છે. ઇનવેસ્ટરોએ એ બધું જરૂર તપાસવું.

ઉપરની બધી સુચનાઓ નાણું રોકવા ઇચ્છનાર માણસો લક્ષ પુરવક વાંચી જાય તો દલાલને આ શેર કેવા છે? કેમ છે? વીગેરે સવાલો કરવાનું રહે નહીં, પણ ફક્ત આટલા શેર લ્યો કે આટલા શેર વેચો એટલું જ કહેવું પડે. છતાં મીલોની સ્થીતી તપાસતાં પહેલાં જે બજારમાં એ શેરોનું કામ થાય છે, તે બજાર સટાનું છે એ વાત ભુલી જવી જોઈતી નથી. અનુભવના અંતે ઘણા ઇનવેસ્ટરોને એવું સમજાયું છે કેઃ—જુટનો વેપાર જ્યાં સુધી મોનો પોલ છે એટલે કે જ્યાં સુંધી દુનીચાની શણુની માગણીને બંગાળ તરફજ નજર કરવી પડે છે ત્યાં સુંધી એ શેરો લઇને રાખી મુકનારને નીચા અને અતી નીચા ભાવો જોવાનો સટા બજારનો તાપ જોવો—અનુભવવો પડયો હશે, પણ તે વખતે નહીં ગભરાનાર ઇનવેસ્ટરે પાછો ઉંચો ભાવ વરસે, બે વરસે, કે ત્રણ વરસે પણ જોયો છે. એ આ પુસ્તકના પાછલા કોઠાઓમાં આપેલા મીલના વરણુન સાથે અપાયેલ વારસીક ઉંચા નીચા ભાવોની સરખામણી તપાસતાં માલુમ પડી આવે તેમ છે.

શેરોનું કામ કરવામાં ગણુતરી ઘણી ઉપયોગી થઈ પડે છે, છતાં બજારના સતાધારીઓ બજારને ગણુતરી કરતાં ઉંધે રસ્તે ભાવોને દોરવી જાય છે. આ વખતે ગભરાઇને ઇનવેસ્ટરો પોતાના પાસેના શેરો નુકશાન ખાઇને પણ કાપી નાખે છે, અને સમજે છે કે તેણે જે ગણુતરી કરી તે ખોટી હતી; વાસ્તવીક તેમ નથી હોતું, ગણુતરી તો હંમેશાં લાંબે વખતે

સાચી પડે તેવી હોય, છતાં પણ સટા બજારમાં હમેશાં ભાવોની વધઘટ અને ચડ-ઉતર કરાવવાની રમત રમનારા ખેલાડીઓના ખેલના પરીણામે સાચા ઈનવેસ્ટરો ગભરાઇ જાય છે, અને આણીને વખતેજ નુકશાનથી પણ વેપાર કાપી નાખી કે શેરો વેચી નાખી લેવા માટે નીચા ભાવોની રાહ જુએ છે. કેટલીક વખત આમાં તેઓ કમાય છે પણ ખરા; પરંતુ મોટો ભાગ ઇનવેસ્ટરો કમાવાને બદલે જે નુકશાન કર્યું તે સહનજ કરે છે. વેચ્યા પછી તેને તલીઆના ભાવો પણ નીચા જેવાજ દેખાય છે, અને હજુ વધારે ઘટશે, વધારે ઘટશેની આશામાં પાકો તે માલ પકડી શકાતો નથી. પણ ઉલટું જયારે ભાવોમાં એકદમ ઉછાળો આવે છે ત્યારે, રહી ગયો, રહી ગયો કરી ઉંચા ભાવે લેણ કરવા દોડે છે, અને બજારના સતાધીશ સટોડીઆઓની જાળમાં ફસાય છે.

હાલના શેર બજારોમાં દીવસ ઉગે કે કાંઈને કાંઈ ખબરપર બજારને નમાવવું અને ચઢાવવું ! છાપાઓમાં ભાવો આવે તો તે પણ સટાનાજ શેરોના ભાવો આવે. છાપાઓ મોટા મોટા હેડીંગ બાંધે કેઃ-આજે એજંટની લેવાલીથી બજાર વધી, કાલે મોટા સટોરીઆએ વેચાણ કરયા તેથી ઘટી, ફલાણી કુંપની ડીવીડંડ વધારે આપવાની છે, એટલે એ શેરો લેવા સારા છે; અને ફલાણી કંપની ડીવીડંડ ઓછા આપવાની છે એટલે એ શેરો વેચી નાખવા સારા છે. વીગેરે; વીગેરે; અનેક વીધ ખબરો ફેલાવી બજારની ચડ ઉતર કરાવવી એ સટોડીઆઓનેઃ નીત્યનો કારયક્રમ થઇ પડયો છે. એટલે શેર બજારમાં નાણું રોકનારે પોતાની પ્રકરૂતી પ્રમાણે ગણતરી ગણવી જોઇએ. જો નાણું રોકનાર ફકત પોતાનાં નાણાંની સલામતી સાથે વ્યાજ પર સંતોષ માનનાર હોય, તો તેણે લાંબી ગણતરીએ શેરો લઈ રાખી બેસી રહેવું વધારે સલામત ગણાય; સાચી જુઠી ખબરોથી બજારપર થતી ટુંક સમયની અસર પર દોડાદોડી કરે તો આ પ્રકરૂતીવાળો માણસ કમાવાને બદલે ગુમાવે. જો નાણું રોકનાર વખતો વખત તુરતજ બજારના ટોન અને ખબરો સાથે ફરી શકે તેવો હોય, નફો યા નુકશાને પણ સમય અને ખબરનો લાભ લેવાનો દાવ ખેલવાની હીંમતવાળો હોય, બજારનો ટોન જરા પલટાતાં તુરતજ વેચી શકવાની હીંમત સાથે કદાચ બજારનો ટોન વીરૂધ જતાં કાઢેલા ભાવે યા તેથી ઉંચા ભાવે પણ માલ પકડી પાડે તેવી હીંમતવાળો હોય, તો તેણે બજારના ટોનની સાથે અને ખબરોની સાથે ચાલવુંજ તેવા માટે ફાયદાકારક નીવડે. દાખલા તરીકે ઇ. સ. ૧૯૨૮ના નવેમ્બરમાં

એવી ખબર આવી કેઃ—કલકતાની જુટ મીલો હાલ કરે છે તે કરતાં વધારે કલાક કામ કરશે; એ ખબર પાયાદાર દેખાતાં બજારમાંથી એકજ દીવસમાં મોટા શેરોમાં ૩૦–૪૦ ટકાનો ઘટાડો થયો, બે ત્રણ દીવસમાં તો બજારમાં બીજા પણ તેટલા ટકા નીકળી ગયા; બજાર પાણી પાણી થઇ ગયું, વેચનાર મળતે ભાવે વેચવા દોડયા, લેનારને ભાવોનો નીચા જવાનો ડર લાગ્યો એટલે વીચાર કરવા રોકાયા; વેચનારની ગરજ વધતી ગઇ તેમ તેમ વગર કામ થયે અથવા નજીવા કામકાજ થયે બજાર બેસી ગયો. કલકતાની મીલો વધારે કામ કરવાની વાતો તો તે પહેલાં ત્રણચાર વરસ અગાઉથી ચરચાતી હતી, અવરનવર આ ગપગોળા આવ્યા કરતા હતા, છતાં પણ આ ખબરથી હેસીઅન અને ગુણીના તેમજ જુટ અને શેરોના બજારમાં તાત્કાળીક ઘટવધ થઇ. આ વધઘટમાં બીજા વર્ગના નાણું રોકનારે તો જેવી ખબર મળી કે તરતજ માલ બજારભાવે વેચ્યો, જ્યારે પહેલા વર્ગના નાણું રોકનારે બધી બાબતોની તપાસ કરી કે, હાલના અઠવાડીઆના ૫૪ કલાકને બદલે મીલો ૬૦ કલાક કામ કરે તો મીલને ઓછો નફો થાય; તેથી બજાર ઘટે એમ ખાતરી કરી વેચવા નીકળ્યા; વીચાર કરવાને જેટલો વખત લાગ્યો તેટલા વખતમાં તો ૬૦ કલાક કામ કરે તો જેટલો ઘટાડો ભાવોમાં થાય તેટલો ઘટાડો થઈ પણ ગયો. ત્યારે પહેલાં નંબરવાળા વેચવા નીકળ્યા. બીજા નંબરવાળાએ તાત્કાળીક ગણુતરી ગણી કે બજાર ઘટવું જોઇએ તેટલું ઘટી ગયું, હવે માલ પકડવો જોઇએ, કારણ કે ૬૦ કલાકના કામનું નક્કી થાય તો પણ હવે ભાવો તો પ્રમાણમાં ઘટી ગયા હોઇ ઘટવાની જગ્યા ઓછી છે; વળી કલકતાના હેસીઅન અને ગુણીના માલના ભાવો ડનડી મીલોના ભાવો કરતાં સસ્તા રહે છે, તેમજ કલકતાની મીલો વધારે કલાક કામ કરે તો ડનડીની મીલોની સામે બરાબર હરીફાઈ કરી શકે, અને પરીણામે માલનો હાલ જે ઉઠાવ ડનડીથી થાય તે કલકતાથી થાય, અને તેથી "ઓછે નફે બમણો વકરો" એ કહેવત અનુસાર નફો વધારે થાય તો નુનશાનની કસર ત્યાં નીકળી આવે. એટલે આ સટાબજારની બુમપર લાંબા વીચાર વીના ઘટેલા ભાવો એકાદ નબળું કારણ પણ મળી આવતાં વધારે વધી જશે એવો પુખ્ત વીચાર કરી; ખબરો પર ઘડીકમાં લાંબો વીચાર કરી તુરતજ કામ કરી લેનાર બીજા નંબરવાળા શેરો ઉપાડી ગયા, અને પરીણામ એ આવ્યું કે મીલ વધારે કામ કરશે પણ ૯ મહીના

પછી, આ ખબરપર બજાર એકદમ વધી ગયું. અને પહેલા નંબરવાળાએ હાથનો માલ ગભરાઇને જતો કીધો તે પાછો પકડી શકાયો નહીં. એ પરથી સમજી શકાશે કે પહેલા નંબરવાળા નાણું રોકનારા ઇનવેસ્ટરને હરઘડી ખબરો અને રૂખો મેળવી કામ કરવાથી નુકશાનીજ સહન કરવી પડે છે, જ્યારે બીજા નંબરવાળો એ ખબરો પરજ કમાય છે. એટલે શેર બજારમાં નાણું રોકનારે પોતાની ભીરૂ પ્રકૃતી હોય તો લાંબી ગણુતરીથીજ, બજાર ઘટે તો મૂડી પર અમુક વ્યાજ છુટે છે એમ ધારી સંતોષ માનવો. (આથી એમ સમજવાનું નથી કે ઉદયોગનો સમુંગો નાશ થવા જેવી સ્થીતી દેખાતી હોય તો પણ બેસી રહેવું, એવો પ્રસંગ આવતાં નુકશાન ખાઇને પણ નીકળી જવું સલાહ કારક ગણાય.) હીંમતવાન પ્રકૃતી હોય તો ખબરોની સાથે તાતકાલીક લે-વેચ કરી નાંખવી, અને તાતકાલીક ખબરો અને તાતકાલીક ગણુતરી પર કામ કરવું. તે વખતે માલ બજાર ભાવથી રૂપીએ બે રૂપીએ ઓછે વેચાય છે કે રૂપીએ બે રૂપીએ વધારે લેવાય છે, તે તપાસવું કે જોવું ન જોઇએ, કારણ કે તેમ કસવા જતાં બજારનો ઘટાડાનો ટોન હોય ત્યારે લેનાર જે ભાવે લેવા નીકળ્યો હોય તે ભાવે વેચનાર તરત સોદો ન કરતાં વીચાર કરવા રોકાય, વીચાર વેચવાનો થાય ત્યારે બજારનો ટોન જોઇ લેનાર પહેલાં માંગતો હોય તેથી નીચા ભાવે માંગે, એમ થતાં કામ થઇ શકતું નથી; અને તેવો તાતકાલીક લાભ લેનાર કામ કરતો રહી જાય છે. પહેલા નંબરવાળો તો બજાર અમુક ભાવ સુધી થાય તોજ લેવું, ને અમુક ભાવ થાય તોજ વેચવું, એમ ધ્યાન રાખીનેજ બેસે; અને તે ધ્યાન સંજોગો ઉપરજ ફેરવે અને કામ કરે તોજ કમાય છે. જ્યારે બીજા નંબરવાળો તરત લે-વેચ કરવામાંજ કમાય છે, તે ધ્યાનમાં રાખવું.



# ઇ. સ. ૧૯૨૮–૨૯ માં જ્યુટ મીલોના નફા પર કાપ મુકનારી બે લટકતી તરવાર.

—:o:—

ઇ. સ. ૧૯૨૮ ના નવેમ્બરની ૬ ઠી તારીખ ને મંગળવારે ઇનચેપગરૂપ અને બરકમાયર બ્રધર્સ તરફથી ઇન્ડીયન જ્યુટ મીલ એસોસીએશનમાં તા. ૧ લી જુલાઇ ૧૯૨૯ થી અઠવાડીઆના ૫૪ કલાકને બદલે ૬૦ કલાક કામ કરવાની દરખાસ્ત મુકવામાં આવી. જોકે આ બાબતને તેના પહેલાના બે ત્રણ વરસ અગાઉથી ચર્ચવામાં આવતી હતી, પરંતુ તે ફકત લટકતી તરવાર જેવીજ હતી, પરંતુ આ વખતની દરખાસ્ત તો મંજુર કરવામાં આવી હતી; કારણ કે:–છેલ્લા બે વરસથી જર્મનીની જ્યુટ મીલોમાં ૨૫ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો હતો, ડનડીની જ્યુટ મીલો પણ પુરા કલાક કામ કરતી હતી, લીડઝ, બેલફાસ્ટ અને ડનડીની જ્યુટ વણકર મીલો પણ પુરા કલાક કામ કરતી હતી, અને એ પ્રમાણે કલકત્તાની મીલો સામે પુર જોસમાં હરીફાઇ ચાલી રહી હતી; તે ઉપરાંત એટલેથી પુરૂં થાય તેમ ન હોય તેમ નીચેની વધારાની ૭ મીલો કલકત્તા ખાતે કામ કરવા તત્પર થઇ હતી.

૧ સીરામપોર પાસે નવી થતી આદમજી જ્યુટ મીલ.

૨ પ્રેસીડન્સી જ્યુટ મીલના અસલના સ્થાપક મી. એમ. બી. ઇ. લાયાસ તરફથી બરાકપોર પાસે એક નવી મીલ સ્થાપવાની કોશીશ ચાલતી હતી.

૩ મુંબઇની એક જાણીતી પેઢી તરફથી લડલો મીલ પાસે ૪૦૦ લુમથી કામ કરનારી નવી મીલ ઉભી કરવાની શરૂઆત થઈ હતી.

૪ ૫૦૦ લુમોથી કામ કરતી નવી મીલ પ્રેમચંદ મીલના નામથી શરૂ કરવાની એક મારવાડી ફરમ તરફથી શરૂઆત કરવા ચળવળ ચાલતી હતી.

૫ સુરજમલ નાગરમલ નામના મારવાડી ગૃહસ્થ તરફથી, હનુમાન મીલ નામની ૨૫૦ લુમથી કામ કરતી ચાલુ મીલમાં બીજી ૨૫૦ લુમોનો ઉમેરો કરવાની શરૂઆત થતી હતી.

૬ જુગીલાલ કમળાપત નામના કાનપુરના વેપારી તરફથી ૨૫૦ લુમોની એક મીલ વધારવાની કોશીશ થતી હતી.

૭ નેપાલ ઈન્ડસ્ટ્રીઝ લીમીટેડ તરફથી પણ ૨૫૦ લુમની એક મીલ ઉભી કરવાની ચળવળ ચાલતી હતી.

ઉપરની હરીફાઈને પહોંચી વળવા માટે જ્યુટ મીલ એસોસીએશનમાં ઉપરનો કામના કલાક વધારવાનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો, અને તે મુજબ. ઇ. સ. ૧૯૨૯ ના જુલાઈની પહેલી તારીખથી ૫૪ ને બદલે અઠવાડીઆના ૬૦ કલાક કામ કરવાનું કલકતાની મીલોએ શરૂ કીધું છે. આ કલાક વધારવાના પરીણામે મીલોના સ્ટોકમાં શું વધારો થયો તે આ પુસ્તકના પાછલા ભાગમાં આપેલા કોઠાઓ પરથી જોઇ શકાશે.

મીલોના કલાકો વધવાથી જો કે સ્ટોકમાં કોઇ જાણવા જેવો મોટો ફેરફાર થયો નથી, છતાં હેસીઅન-ગુણીના ભાવોમાં ઘણોજ ઘટાડો થયો છે. અને તેને લીધે જુટમીલના શેરોમાં પણ ઘણો ઘટાડો થયો છે.

વધારે કલાક કામ કરવાથી સ્ટોકનો વધારો થતાં ભાવો ઘટે એ બનવાજોગ છે. જ્યાં સુધી. ૬૦ કલાક કામ કરવાનું ચાલુ રહે અને બહાર દેશાવરની સારી માંગ ન નીકળે ત્યાં સુધી હેસીઅન-ગુણીના ભાવોમાં વધારો ન થાય તે પણ બનવા જોગ છે, અને મીલોના નફા ઓછા થતાં, વ્યાજ ઓછાં મળે અને તેથી શેરોના ભાવોમાં ઉછાળો ન આવે એ પણ માનવા જેવું છે, છતાં હલના જે ભાવો ઘટેલા છે તે પ્રમાણમાં ઘણા ઘટેલા ગણાય. એકાદ વરસ કાચા જુટનો પાક ઓછો થાય, મીલ પાસે નીચા ભાવનો કાચો માલ વધી જાય, અને ભાગ્યવશાત હેસીઅન-ગુણીની સારી માંગ નીકલી આવતા શેરોના ભાવોમાં અચાનક મોટો ઉછાળો આવે. અમારૂં તો એજ માનવું છે કેઃ-કલકત્તાની માલોને વહેલે મોડે પાછું ૬૦ ને બદલે અસલના ૫૪ કલાક પર આવવુંજ પડશે, અને તેવો પ્રસંગ આવતાં અથવા તેવી બાબતની સહેજ ચોળાચોળી થતાં ભાવમાં એકાએક ઉછાળો આવે એ બનવા જોગ છે.

જ્યાં સુધી જુટનો વેપાર સલામત છે, જુટનો પાક બંગાળ સીવાય બીજું કોઇ પુરૂં પાડી શકે તેમ નથી ત્યાં સુધી, ભલે ભાવો હજુ પણ થોડા દબાય છતાં હાલના ભાવે શેરો લઇ રાખનારને અગાઉના વરસો માફક ભવીશ્યમાં સારા ભાવો જોવાનો વખત જરૂર આવશેજ.

## બીજી લટકતી તરવાર.

બેંગાળના જુટના જેવો છોડ પેદા થઇ શકયો છે. એવો એક બુમાટો ઈ. સ. ૧૯૨૯ ના એપ્રીલમાં આવ્યો, ઇગ્લાંડના લીઓનારડ બ્રાઉનીંગ

નામના એક સાયનટીસ્ટે આ છોડની શોધ કીધી છે અને તે દરેક રીતે બેંગાળના જુટને મળતો આવે છે એવી, અને તે છોડ ઉગાડવા માટે એક કંપની મોટા પાયા પર ઉભી થાય છે એવી વાતો આવી હતી, અને તે બરાબર બેંગાળના જુટની હરીફાઇ કરી શકે તેમ છે તેવા આંકડાઓ પણ બહાર પડયા હતા. આથી બેંગાળના જુટના વેપારને પુણ્ ધક્કો લાગવાની ભીતી બહાર આવી હતી, પરંતુ કલકતાના સ્ટેટસમેન નામના ઈંગ્રેજી વર્તમાન પત્રે જયારે એ છોડનો ફોટો પ્રગટ કીધો, ત્યારે **કોથળામાંની બીલાડી** જણાઈ આવી હતી. આ સબંધમાં ઇ. સ. ૧૯૨૯ ના ૨૭ મી. એપ્રીલના કોમર્સ છાપાના અંકમાં આવેલો આખો પેરેગ્રાફ નીચે ટાંકી બતાવીએ છીએ, કે જે પરથી એ છોડ શું? અને કેમ છે; તેમજ બેંગાળના જુટની હરીફાઇ કરી શકે તેમ છે કે નહીં? તે અપોઆપ સમજી શકાશે.

## Jute in Central America ?

We were momentarily appalled when, on opening last Sunday's *Statesman*, we read the flaming headline on the picture page : "Jute in Central America." The letterpress was illustrated by a processed photograph of the alleged jute, and we were gravely informed that " the cultivation of jute is now one of the main industries of San Salvador, Central America." The immediate inference was, naturally, that Bengal had lost its unique monopoly of the yellow fibre and that, therefore, the Bengal jute industry, faced by American and Continental rivalry, the foreign mills being supplied with the precious raw material from San Salvador, was rapidly drawing towards complete extinction. But upon looking carefully at the picture, we recognised the familiar *agave sisalana* of India, of the Bahamas, of the West Indies and of East Africa. It is not jute at all which, according to the illustration, is being extensively cultivated at San Salvador ; and one wonders why someone on the edi-

torial staff of our illustrious contemporary did not recognise the error that had been made before the picture page received its "print order." It seems all the more strange that the mistake was not in time discovered when it is remembered that most Calcutta people–nearly all of them we imagine–must at some time or another have seen jute growing, its tall slender stems, topped by small leaves, being as dissimilar to the cactus-like *agave sisalana* as a typical sixty-years-old Whitechapel Arriet is dissimilar to the famous *Venus di Milone.*

*   *   *

We have already in these columns, by the way, lamented the fact that the cultivation of sisal hemp is moving but slowly in India, whereas, at Tanganyika in East Africa, the industry, which was commenced in 1893, has already reached huge proportions. In Nyasaland, also, and in Papua, considerable progress has been made in its cultivation; but in India, although a certain amount is produced, the crop is not popular with the ryots. They use it as they use the cactus plant, as hedge-making material, but they are apparently disinclined to cultivate it as a commercial undertaking or on a scientific scale. It is difficult to get any reliable figures of sisal exports from India, as the fibre is usually lumped in with sann, or Bombay hemp; but the quantity produced is not much commercial importance, and a source of regret is thus to be found in the news we glean from the *Statesman's* apocryphal pronouncement that sisal hemp–certainly not jute!—has become one of the main industries of San Salva-

dor, in Central America. Attempts, as most people know, have been made repeatedly in various parts of the world. to grow jute, but without success : for the weed requires special conditions of both soil and climate : and those conditions are found only in Bengal and the adjacent provinces.

( From Commerce April 27, 1929. )

## ઉપરના ઇંગ્રેજી ફકરાનો સાર.

**સેન્ટ્રલ અમેરિકામાં** જ્યુટઃ—ગયા રવિવારનું "સ્ટેટસમેન" પત્ર ઉઘાડતાંજ જ્યારે અમે "સેન્ટ્રલ અમેરિકામાં જ્યુટ" નું મથાળું તેના ચીત્ર સાથે જોયું ત્યારે, અમે થોડા વખતને માટે સ્તબ્ધ થઇ ગયા ! કહેવાતા જુટનો પ્રોસેસ્ડ ફોટોગ્રાફ લેટરપ્રેસમાં ચીતરાયલો હતો, અને ગંભીરતાથી જણાવવામાં આવ્યું હતું કેઃ—જુટનો પાક "સાન સાલવેડોર" સેન્ટ્રલ અમેરિકાના મુખ્ય ઉદ્યોગોમાંનો એક ઉદ્યોગ છે. તેનું કુદરતી અનુમાન એજ હતું કે બેંગાલે જુટના પીળા રેસા પેદા કરવાની બીન હરીફ સ્થિતિ ગુમાવી હતી, અને વીદેશી મીલો પોતાને જોઇતો કાચો માલ સાન સાલવાડોરથી લેતાં, બેંગાલનો જુટનો વેપાર તદન પાયમાલ સ્થિતિમાં મુકાશે; પરંતુ ચિત્રને બરાબર ધ્યાનથી તપાસતાં અમને માલુમ પડયું કેઃ-તે ચિત્રમાંનું જુટ હીંદુસ્તાનમાં બહામાસ, વેસ્ટ ઈન્ડીઝ અને પુર્વ આફ્રીકાના "આગાવે સીસેલેના ઓફ ઇન્ડીઆ" ને મળતું ચિત્ર હતું. ચિત્રમાં જણાવેલું અને સાન સાલવેડોરમાં મોટા પાયા પર વવાતું તે બીલકુલ જુટ નથી; અને અજાયબીની વાત તો એ છે કેઃ—અમારા ભાઇબંધ પત્રના સ્ટાફે પીકચર છાપવાનો હુકમ આપવા પહેલાં તે બરાબર નહીં તપાસવાની ભુલ શા માટે કીધી હશે ? કલકત્તાના મોટા ભાગના સમુહે જેણે બેંગાલના જ્યુટને તેના નાજુક થડ અને નાના પાંદડા સાથે ઉગતો જોયો છે, તે કહી શકશે કેઃ—ચીત્રનો છોડ તે બેંગાલમાં પાકતા જ્યુટ કરતાં તદન જુદોજ છે.

આ પત્રની કટારોમાં કયારનીએ એ શોચનીય બીના પ્રગટ કીધી છે કે:—સીસલ હેમ્પનો પાક હિંદુસ્તાનમાં બહુ થોડો ચાલે છે, જ્યારે ટાંગાનાઇકા અને પુર્વ આફ્રીકા કે જ્યાં આ પાક ઈ. સ. ૧૮૯૩ માં શરૂ કરવામાં આવ્યો હતો, તે કયારનોએ મોટા પ્રમાણમાં વધી ગયો છે. ન્યાસાલેન્ડ તથા પાપુઆમાં પણ તે પાકનો ઘણોજ વધારો કરવામાં આવ્યો છે; પરંતુ હિંદુસ્તાનમાં જે થોડો પાક પેદા થાય છે; તે પ્રજામાં પસંદગી પામેલો નથી. તેનો ઉપયોગ કેકસસના છોડની માફક વાડ બાંધવામાં કરવામાં આવે છે. પરંતુ દેખીતી રીતે વેપારી સાહસ અથવા વૈજ્ઞાનીક દ્રષ્ટીથી ખેડવાને તેઓ ઈચ્છતા નથી. હિંદુસ્તાનથી નીકાશ થતા સીસલના ચોકસ આંકડાઓ મળવા મુશ્કેલ છે, કારણ કે તે જાત હમેશાં શણ અથવા બોમ્બે શણ સાથે એકઠી કરવામાં આવી હોય છે; પરંતુ પેદા કરવામાં આવતો જથ્થો બહુ વેપારી અગત્યનો નથી. મધ્ય અમેરીકામાંનો જુટ તે જુટ નહીં પણ સીસલ હેમ્પ હોવા છતાં સ્ટેટસમેનની આવી જાહેરાતથી અમને દીલગીરી થાય છે. ઘણા માણસો જાણે છે કે:—**દુનિયાના ઘણા ખરા ભાગોમાં વારંવાર જુટ ઉગાડવાના પ્રયત્નો થયા છે. પરંતુ તે નિરર્થક ગયા છે; કારણ કે જુટના પાકને માટે, જમીનના તથા રૂતુના જે ખાસ સંજોગો જોઇએ છીએ; તેવા સંજોગો અને જમીન ફક્ત બેંગાલ અને તેના આસપાસનાજ પ્રદેશમાં મલી આવે છે.**

આ ઉપરથી સમજી શકાશે કે જુટના વેપાર માટે બેંગાલ એ હજુ સુધી તો બીનહરીફ ક્ષેત્ર છે.



# ઓરડીનરી શેરોમાં અગાઉ અપાયલા વ્યાજ તથા જાણવા જોગ બાબતો.

**આલબીઅનઃ**—ઇ. સ. ૧૯૦૯ ના ડીસેમ્બરમાં કંપની રજીષ્ટર થઇ, બજબજ પાસે જયચંડીપુરમાં ૩૪૦ લુમથી મીલ બાંધવામાં આવી, ઈ. સ. ૧૯૧૦ ના જાન્યુઆરીમાં બાંધકામ શરૂ કરવામાં આવ્યું અને ઈ. સ. ૧૯૧૧ ના ફેબરવારીથી મીલ ચાલુ થઇ. ઓરડીનરી શેરોપર પહેલું વ્યાજ ૧૯૧૨ માં વરસના ૮ ટકા પ્રમાણે મલ્યું; ૧૯૧૩ માં ૨૦ ટકા, ૧૯૧૪ માં ૧૬ ટકા, ૧૯૧૫ માં ૧૮ ટકા વ્યાજ અને ૨૦ ટકા બોનસ, ૧૯૧૬ માં ૩૦ ટકા વ્યાજ અને ૪૦ ટકા બોનસ એ પ્રમાણે આપ્યું. ઈ. સ. ૧૯૧૧ માં નીચામાં નીચો ભાવ ૯૬ થયેલો, વધતા વધતા ૧૯૧૪ સુધીમાં ૨૦૦ની આસપાસ થયેલ. ૧૯૧૫-૧૬ માં ઓરડીનરી શેરના ભાવો ૮૫૦ જેટલા ઉંચા થયેલા.

**એલેકઝાન્ડરાઃ**—ઈ. સ. ૧૯૦૭ માં વરસના ૧૦ ટકા વ્યાજ આપ્યા પછી ૧૯૧૮ સુધી કાંઇ આપ્યું નહીં; ઇ. સ. ૧૯૧૬ સુધી ભાવોમાં વધઘટ થઈ નહીં. ઇ. સ. ૧૯૧૩ માં ઉંચામાં ઉંચો ભાવ રૂ. ૨૨ અને નીચામાં ૫-૮-૦ ભાવ થયેલો. ઇ. સ. ૧૯૧૬ માં ઉંચામાં ૧૧૧ અને નીચામાં ૫૦ થયેલા.

**એલાએન્સઃ**—ઇ. સ. ૧૯૦૭ માં ૧૪ ટકા, ૧૯૦૮ માં ૯ ટકા, ૧૯૧૨ માં ૧૪ મહીનાનો હીસાબ કરી ૮ ટકા પ્રમાણે વ્યાજ આપ્યું. અને તે પછી દર છ મહીને જાનેવારી અને જુલાઇની આખર સુધીનો હીસાબ બહાર પાડે છે. ૧૯૧૩ માં ૮ ટકા વ્યાજ ને ૪ ટકા બોનસ, ૧૯૧૪માં ૮ ટકા વ્યાજ અને ૮ ટકા બોનસ, ૧૯૧૬ માં ૧૦ ટકા વ્યાજ અને ૩૦ ટકા બોનસ આપ્યું. ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૧૬ સુધીમાં ભાવો નીચામાં રૂ. ૮ અને ઉંચામાં ૩૫૧ થયેલા, ૧૯૧૦ માં નીચો ભાવ ૮ નો થયો હતો, ૧૯૧૬ માં ઉંચો ભાવ ૩૫૧ સુધી થયો હતો. ૧૯૧૭ માં ઓરડીનરી શેરને ૧૦ ટકા વ્યાજ ૫૦ ટકા બોનસ અને દર શેર દીઠ દશ શેર વીવરલી જુટમીલના બોનસ તરીકે આપવામાં આવ્યા.

**એંગલો-ઈન્ડીઆઃ**—૧૯૧૮ ના ડીસેમ્બર સુધી જુન અને ડીસેમ્બર સુધીનો છમાસીક હીસાબ બહાર પડતો, પણ તે પછી ૧૯૧૮ માં

મારચ સુધીના ત્રણ માસનો હીસાબ બહાર પાડી પછીથી મારચ અને સપટેમ્બર સુધીનો છમાસીક હીસાબ બહાર પાડે છે.

**ઓકલેન્ડઃ**—ઇ. સ. ૧૯૧૮ ના મે મહીના સુધી, મે અને નવેમ્બર સુધીનો છમાસીક હીસાબ બહાર પડતો. ૧૯૧૯ ના મારચ સુધીના દસ મહીનાનો સાથે હીસાબ બહાર પાડી, શેરદીઠ ૧૯૧-૧૦-૮ લેખે વ્યાજ આપી તે પછીથી મારચ અને સપ્ટેમ્બર સુધીનો છમાસીક હીસાબ બહાર પાડે છે. ઇ. સ. ૧૯૧૭ ના પહેલાં વરસોમાં ફક્ત ૧૯૧૩ માં ૧૦ ટકા, ૧૯૧૫ માં ૭ાા ટકા, અને ૧૯૧૬ માં ૩૦ ટકા પ્રમાણે વારસીક વ્યાજ અપાયેલ. ભાવો ઇ. સ. ૧૯૧૪ માં નીચામાં ૯૦ થયેલા અને ૧૯૧૬ માં ઉંચો ભાવ ૪૨૦ થયેલો.

**બારાનગરઃ**—ઇ. સ. ૧૯૧૯ સુધી ઓગસ્ટ સુધીનું વરસ ગણી તે પ્રમાણે વારસીક હીસાબ બહાર પડતો, પણ ઇ. સ. ૧૯૨૦ ના ઓગસ્ટથી ૧૯૨૧ ના મારચ સુધીનો ૭ મહીનાનો હીસાબ બહાર પાડી, તે પછીથી મારચ સુધીનું વરસ ગણી હીસાબ બહાર પાડે છે. ૧૯૦૭ માં ૫, ૧૯૦૮ માં ૧૦, ૧૯૦૯ માં ૫, ૧૯૧૦ માં ૪, ૧૯૧૨ માં ૧૦, ૧૯૧૩ માં ૧૫, ૧૯૧૫ માં ૧૦, અને ઇ. સ. ૧૯૧૬ માં ૨૫ ટકા વારસીક વ્યાજ અપાયલા છે. ઇ. સ. ૧૯૧૧ માં નીચામાં નીચો ભાવ રૂ. ૪૩ અને ૧૯૧૬ માં ઉંચામાં ૨૧૯ થયેલા ઈ. સ. ૧૯૧૬ સુધીમાં ભાવોમાં ૧૦૦ ની અંદરજ વધઘટ થયેલી. હાલ હીસાબ તો વરસે બહાર પાડે છે. પણ વચમાં સપટેમ્બર સુધીના છ માસનું વ્યાજ ( Ad interim Dividend ) વધારાના વ્યાજ તરીકે આપે છે.

**બેલવેડીઅરઃ**—પહેલું વ્યાજ ૧૯૦૯ માં ૪ ટકા. ૧૯૧૦ માં ૬, ૧૯૧૨ માં ૪, ૧૯૧૩ માં ૮, ૧૯૧૪ માં ૭½, ૧૯૧૫ માં ૧૬ અને ૧૯૧૬ માં ૪૦ ટકા વ્યાજ અને ૧૦ ટકા બોનસ, એમ વારસીક વ્યાજ આપેલા; ઇ. સ. ૧૯૧૧ માં નીચામાં નીચો ભાવ ૮૯ થયેલો, ૧૯૧૬ માં ૬૭૪ સુધી ભાવ થયેલો. ઇ. સ ૧૯૦૭ થી ૧૯૧૪ સુધીમાં ભાવોમાં ઉંચામાં ૧૨૫ અને નીચામાં ૮૯ ની વચ્ચે વધઘટ થયેલી.

**બીરલાઃ**—૧૯૨૦ સુધીમાં ભાવોમાં ઉંચામાં ૧૧-૧૨-૦ અને નીચામાં ૫-૮-૦ સુધીની વધઘટ થયેલી.

**બજબજઃ**—પહેલું વ્યાજ ૧૮૮૧ માં વરસના ૧૧½ ટકા પ્રમાણે આપ્યું. ત્યાર પછીના વરસોમાં ૧૮૮૨ માં ૨૧½, ૧૮૮૩ માં ૧૭½, ૧૮૮૪ માં ૨½, ૧૮૮૭ માં ૫, ૧૮૮૮ અને ૧૮૮૯ માં દસ દસ

ટકા, ૧૮૯૦ માં ૧૨½, ૧૮૯૧ માં ૩૨½, ૧૮૯૨ માં ૧૦, ૧૮૯૩ માં ૧૩¾, ૧૮૯૪ માં ૧૦, ૧૮૯૫ માં ૧૮, ૧૮૯૬ માં ૮, ૧૮૯૭ માં ૪, ૧૮૯૮માં ૧૩. ૧૮૯૯ માં ૮, ૧૯૦૦ માં ૯, ૧૯૦૧ માં ૧૭, ૧૯૦૨માં ૧૦, ૧૯૦૩ માં ૭½, ૧૯૦૪ માં ૧૪, ૧૯૦૫ માં ૧૪, ૧૯૦૬ માં ૧૮. ૧૯૦૭ માં ૨૫ ટકા પ્રમાણે, ૧૯૦૮–૯–૧૦ માં દરવરસે ૨૦, ૧૯૧૧ માં ૪, ૧૯૧૨–૧૩–૧૪ માં ૧૮, ૩૦ અને ૨૧ ટકા, ૧૯૧૫ માં ૧૮ ટકા વ્યાજ અને ૨૦ ટકા બોનસ. અને ૧૯૧૬ માં ૩૦ ટકા વ્યાજ અને ૪૦ ટકા બોનસ તરીકે આપ્યા. ૧૯૦૭ સુધી ભાવોમાં થયેલી વધઘટના આંકડા મલી શકયા નથી પણ પછીના એટલે ૧૯૦૭ થી ૧૯૧૪ સુધી ભાવોમાં ઉંચામાં ૨૫૮ અને નીચામાં ૧૪૩ સુધી વધઘટ થયેલી. ૧૯૧૬ માં ભાવો ૬૬૦ સુધી ઉંચા ગયેલા. ઇ. સ. ૧૮૭૩ માં ૧૫૦ લુમથી મીલ શરૂ થયેલી આસ્તે આસ્તે નફામાંથી લુમો વધારતા આજે ૭૮૨ લુમો કામ કરે છે. ઇ. સ. ૧૯૧૩ માં મીલમાં આગ લાગવાથી નુકશાન થયેલ પણ તેજ વરસમાં બળી ગયેલ મશીનરી વીગેરેમાં સુધારો કરી નાંખવામાં આવેલો.

**ચાંપશ્રાની**:—મીલ ઘણી જુની છે. પણ ઇ. સ. ૧૯૨૧ ના સપ્ટેમ્બરની ૨૭ મી તારીખે તે જુની મીલને ફડચામાં લઇ જવામાં આવી અને ચાંપધાની મીલના નામથી નવી કંપની ૫–૧૦–૧૯૨૧ ના રજીષ્ટર કરવામાં આવી. ૩૧ મારચ ૧૯૨૧ માં જુની કંપનીનો માલ ખંડી લઇ આ નામથી કામ ચાલુ કરવામાં આવ્યું. કંપની પાસે બે મીલો છે. રીશરામાં આવેલી વેલીંગડન મીલ અને બઇદયબાંટીમાં ચાંપધાની મીલ એમ બે મીલો છે. એ બન્નેમાં મલીને હાલ ૧૨૧૭ લુમો કામ કરે છે. જુની વેલીંગડન મીલ ઈ. સ. ૧૮૫૮ માં બાંધવામાં આવેલી.

**કલાઇવ**:—પહેલાં આશરે ૫૦ નો હતો ઇ. સ. ૧૯૨૧ ના બાજા છ મહીનામાં તે શેર ૧૦ નો બનાવ્યો. ૧૯૨૧ ના પહેલા છમાસનું વ્યાજ જે ઉપરના કોઠામાં બતાવેલ છે તે રૂ. ૫૦ ના શેરના હીસાબે ગણવાનું ને ભાવમાં પણ તે પ્રમાણે વધઘટ ગણવાની; તે પછી ૧૦ ના શેર પ્રમાણે ગણવાનું. કંપનીએ ઇ. સ. ૧૯૦૨ થી વ્યાજ આપવું શરૂ કર્યું. ૧૯૦૮–૯ માં દસ દસ ટકા, ૧૯૧૦ માં ૯ ટકા, ૧૯૧૩–૧૪, ૧૨, ૧૨, અને ૧૯૧૬ માં ૧૫, ટકા પ્રમાણે વ્યાજ આપ્યા. આ ટકા દરવરસે દરસેંકડે પ્રમાણે ગણવાના. ૧૯૦૮ થી ૧૯૧૫ સુધીમાં ભાવોમાં ઉંચામાં ૬૨ અને

નીચામાં ૪૨ સુધીની વધઘટ થયેલી. ૧૯૧૬ માં ઉંચામાં ૧૨૧–૮–૦ અને નીચામાં ૪૮ હતા. ૧૯૧૮ ના જુલાઈ સુધી, જાનેવારી અને જુલાઇ સુધીના છમાસ ગણવામાં આવતા; અને તે મુજબ હીસાબ બહાર પડતો. ઇ. સ. ૧૯૧૯ ના મારચ સુધીનો ૮ મહીનાનો રીપોર્ટ બહાર પાડી, પછીથી મારચ અને સપટેમ્બર સુધીના છ માસ ગણી; તે મુજબ હીસાબ બહાર પાડવામાં આવે છે. કંપનીના શરૂના મેનેજીંગ એજન્ટ ગ્લેડસ્ટન વીલીની કું૦ હતી, જ્યાંથી મેનેજીંગ એજન્સી બર્ડ કુંપનીના હાથમાં ઇ.સ. ૧૮૯૯ માં આવી. ઇ. સ. ૧૯૦૦માં કંપનીના બંધારણ બદલવામાં આવ્યા અને ૧૦૦ નો શેર હતો તેને બદલે ૫૦ નો શેર કરવામાં આવ્યો, અને થાપણ પણ બીજી રીતે વધારવામાં આવી.

કરેગઃ—વીજળીક બળથી મીલ ચાલે છે, ને છેલ્લામાં છેલ્લી ઢબની સુધરેલી મશીનરી ગોઠવેલી છે.

ડેલહાઉઝીઃ—ઇ. સ. ૧૯૦૫ માં ૪૦૦ લુમથી કામ કરતી આ મીલ શરૂ થઇ. ઇ. સ. ૧૯૧૩ માં બીજી લુમો વધારવા માટે થાપણ વધારવામાં આવી, ૪ લાખ રૂપીઆના ઓરડીનરી શેરો ને ૬ લાખના પ્રેફરન્સ શેરો વધારવામાં આવ્યા. ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૧૩ સુધી દરવરસે અનુક્રમે ૧૨, ૧૬, ૧૧, ૫, ૨½, ૧૫ અને ૧૭½ ટકા વ્યાજ આપ્યું. ૧૯૧૪ માં કાંઇ ન આપ્યું પણ ઈ. સ. ૧૯૧૫ માં ૩૨½ અને ૧૯૧૬ માં ૫૫ ટકા વ્યાજ આપ્યું. ઓરડીનરી શેરોના ભાવોમાં ૧૯૦૭ થી ૧૯૧૪ સુધીમાં નીચામાં ૧૧૦ ને ઉંચામાં ૧૬૦ ની વચ્ચે વધઘટ થયેલી, ૧૯૧૫–૧૬ માં ભાવોમાં ઉછાળો આવ્યો, અને ભાવો ૫૪૭ સુધી ઉંચા ગયેલા.

ડેલટાઃ—ઇ. સ. ૧૮૯૭ માં જુની સીરાજગંજ મીલ ધરતીકંપથી તુટી પડી તેની મશીનરી લઇ ડેલટા મીલ શરૂ થઈ. ઇ. સ. ૧૮૯૯ ના ફેબરવારીમાં ૩૧૪ લુમથી કામ શરૂ થયું; ૧૯૦૬–૦૭ માં થાપણ વધારી, ડીબેન્ચર કાઢી, મીલની મશીનરી અને લુમોમાં વધારો કરવામાં આવ્યો. ઈ. સ. ૧૯૦૭ થી ૧૯૧૦ સુધીમાં દર વરસે અનુક્રમે, ૩, ૫, ૭ અને ૫ ટકા વ્યાજ આપ્યું. ૧૯૧૧ માં કાંઇ નહીં, ૧૯૧૨ થી ૧૯૧૪ સુધીમાં ૪, ૧૨ અને ૧૧ ટકા પ્રમાણે વ્યાજ આપ્યું. ૧૯૧૫ માં ૨૦ ટકા વ્યાજ અને ૨૦ ટકા બોનસ, ૧૯૧૬ માં ૩૦ ટકા વ્યાજ અને ૨૦ ટકા બોનસ

આપ્યું. ૧૯૦૭ થી ૧૯૧૪ સુધીમાં ભાવોમાં ૯૨ અને ૧૩૬ વચ્ચે વધઘટ થયેલી, ૧૯૧૬ માં ભાવો ૩૬૦ જેટલા ઉંચા થયેલા.

**એમ્પાયરઃ**—ઇ. સ. ૧૯૧૩ માં માલનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું, અને મીલ ૧૯૧૪ ના ૫ મી જાન્યુઆરીથી કામ કરતી થઇ. ૧૯૧૪ માં પહેલું વ્યાજ વરસે સેંકડે ૨½ ટકા પ્રમાણે, ૧૯૧૫ માં ૨૦ ટકા પ્રમાણે અને ૧૯૧૬ માં ૫૫ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે.

**ફોર્ટગ્લોસ્ટર**—ઇ. સ. ૧૮૭૯ માં મેસર્સ આર. મેકેલીસ્ટરની કું૦ ના હાથમાંથી મીલ હાલના એજન્ટોના હાથમાં આવી, જે વખતે મીલ ૨૫૩ લુમોથી કામ કરતી હતી. ૧૮૮૫–૮૬ ની જુટના વેપારની મંદીના વખતમાં મીલ મુશકેલીમાં હતી અને ૧૬ મહીના સુધી મીલ બંધ રાખવામાં આવી હતી. ઇ. સ. ૧૮૯૭ થી કંપનીમાં ફરી જીવ આવવો શરૂ થયો. ઇ. સ. ૧૮૯૮ માં થાપણ પણ વધારવામાં આવી, અને એવી રીતે આસ્તે આસ્તે મિલ સુધારાપર આવતી ગઇ. ઇ. સ. ૧૮૭૭ માં પહેલું વ્યાજ વરસના ૭ ટકા પ્રમાણે આપ્યું, ૧૮૭૮ માં ૪ ટકા આપ્યું. ત્યાર બાદ વ્યાજ બંધ થયું; પછીથી ૧૮૮૨ માં ૧૦ ટકા, અને ૧૮૮૩ માં ૫ ટકા પ્રમાણે વ્યાજ આપ્યું. ફરી પાછું વ્યાજ આપવાની શક્તી બંધ થઈ, પાછી શરૂઆત. ૧૮૮૯ માં ૭ ટકા આપીને કરી તે પછી ૧૮૯૦ માં ૯ ટકા, ૧૮૯૧ માં ૧૩½, ૧૮૯૨ માં ૫, ૧૮૯૩ માં ૬, ૧૮૯૪ માં ૩, ૧૮૯૫, માં ૨૦, ૧૮૯૬ માં ૭, ૧૮૯૭ માં ૧૩, ૧૮૯૮ માં ૧૩½, ૧૮૯૯ માં ૮, ૧૯૦૦ માં ૭, ૧૯૦૧ માં ૭, ૧૯૦૨ માં ૮, ૧૯૦૩માં ૮, ૧૯૦૪ માં ૧૦, ૧૯૦૫ માં ૧૭, ૧૯૦૬ માં ૨૫, એ પ્રમાણે વ્યાજ આપ્યાં. ઇ. સ, ૧૯૦૭ થી ૧૯૧૪ સુધી અનુક્રમે દરવરસે ૧૮, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૩, ૧૫. અને ૧૦ ટકા પ્રમાણે વ્યાજ આપ્યાં. ૧૯૧૫ માં ૧૦ ટકા વ્યાજ અને ૪૫ ટકા બોનસ અને ૧૯૧૬ માં ૧૦ ટકા વ્યાજ અને ૮૦ ટકા બોનસના આપ્યા. ઈ. સ. ૧૯૧૪ સુધી ઓરડીનરી શેરોના ભાવોમાં ૧૨૧ અને ૧૭૩ વચ્ચે વધઘટ થયેલી, અને ૧૯૧૬ માં ભાવો ૮૨૦ જેટલા ઊંચા થયેલા.

**ફોર્ટવીલીઅમઃ**—ઇ. સ. ૧૯૧૧ માં મેસર્સ અપકાર કું૦ ની સીબપુર જ્યુટ કંપની ફડચામાં ગઈ અને મીલ જાહેર લીલામથી વેચી નાંખવામાં આવી, તે મીલ લઈ ફોર્ટવીલીઅમ નામથી શરૂ કરવામાં આવી. ઇ. સ. ૧૯૧૬ સુધીમાં ભાવોમાં નીચામાં ૪૦ અને ઉંચામાં ૧૦૦ સુધી વધઘટ થયેલી.

**ગોંડલપારાઃ**—ઇ. સ. ૧૯૧૫ સુધી કલકતાના શેર બજારમાં આ મીલના શેરોના કામ થતા નહોતા. ઓરડીનરી શેરોને ૧૯૧૩ માં ૫ ટકા પ્રમાણે, ૧૯૧૪ માં ૫ ટકા પ્રમાણે, ૧૯૧૫ માં ૧૦ ટકા, અને ૧૯૧૬ માં સેંકડે ૨૦ ટકા પ્રમાણે વારસીક વ્યાજ મળેલા. ૧૯૧૫ માં નીચો ભાવ ૪૦૦ થયેલો ને ૧૯૧૬ માં ભાવો ૧૦૫૫ સુધી વધેલા.

**ગવરીપુરઃ**—ઈ. સ. ૧૮૬૨ માં ૨૧૬ લુમોથી મીલ શરૂ થઇ. ૧૮૭૬ માં મીલને ફડચામાં લઈ જવી પડી. ૧૮૭૬ માં ગવરીપુર નામથી ફરી મીલ શરૂ થઇ. અને આસ્તે આસ્તે વખતો વખત થાપણ વધારી લોનો કાઢી,મીલમાં લુમોનો વધારો કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૪ થી ઓરડીનરી શેરો પર દર વરસે મળેલા વ્યાજઃ-૧૮૮૪માં ૩ ટકા, ૧૮૮૫માં કાંઈ નહીં, ૧૮૮૬ થી ૧૮૯૬ સુધી દર વરસે અનુક્રમે ૩, ૧૨, ૨૦, ૧૭, ૧૪, ૧૩, ૮, ૧૦, ૧૦, ૧૬ અને ૬ ટકા પ્રમાણે, ૧૮૯૭માં કાંઇ નહીં, ૧૮૯૮ થી ૧૯૦૬ સુધી અનુક્રમે ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦, ૧૪ અને ૧૨ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે. ૧૯૦૭ થી ૧૯૧૦ સુધી ૧૨, ૧૨, ૧૦ અને ૧૦ ટકા, ૧૯૧૧માં કાંઇ નહીં, ૧૯૧૨માં ૨૦ ટકા, ૧૯૧૩માં ૧૦ ટકા વ્યાજ અને ૨૦ ટકા બોનસ ૧૯૧૪ માં ૫ ટકા, ૧૯૧૫ માં ૨૦ ટકા વ્યાજ અને ૩૦ ટકા બોનસ અને ૧૯૧૬ માં ૩૦ ટકા વ્યાજ અને ૬૦ ટકા બોનસના આપ્યા. ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૧૪ સુધીમાં ભાવોમાં નીચામાં ૧૩૫ અને ઉંચામાં ૨૧૦ ની વચ્ચે વધ–ઘટ થયેલી. ઇ. સ. ૧૯૧૬ માં ભાવો ૯૫૩ સુધી ઉંચા ગયેલા. ઇ. સ. ૧૯૧૯ માં વ્યાજમાં દર રૂ. ૧૦ નો એવા ત્રણ ઓરડીનરી શેરો સેન્ચરી જ્યુટ મીલના બોનસ તરીકે આપેલા. ઈ. સ. ૧૯૨૮ માં એક ઓરડીનરી શેર ગવરીપુરનો બોનસ તરીકે આપેલ છે.

**હુગલીઃ**—ઇ. સ. ૧૯૧૩ ના ૮ મી ઓગસ્ટની શેર હોલ્ડરોની મીટીંગમાં નવેસરથી બંધારણ શરૂ કીધું, અને તે મીટીંગની દરખાસ્તને આધારે જુની કંપનીના શેર હોલડરોને નીચે પ્રમાણે શેરો મલ્યાઃ–

૭ ટકાના ૧૦૦ રૂપીઆ વાળા પરફેરન્સ શેર ધરાવનારને દર શેર દીઠ નવા ૧૦ ટકાના પરફેરન્સ વાળા ૧૦ રૂપીઆ વાળા ૭ શેર મળ્યા. ( નવા પરફેરન્સના વ્યાજ માટે જુઓ થાપણ વાળો કોઠો )

રૂ. ૧૦૦ નો ઓરડીનરી શેર ધરાવનારને દસ રૂપીઆ વાળા ૨ શેર મલ્યા, આ વખતથી કંપનીએ ઓરડીનરી અને પરેફરન્સની અસલ

૧૦૦ ની કીંમત ઘટાડી ૧૦-૧૦ નો શેર બનાવ્યો. ઈ. સ. ૧૯૧૪ માં દીવીડંડ (વ્યાજ) ૫ ટકા પ્રમાણે, ૧૯૧૫ માં ૧૦ ટકા. વ્યાજ અને ૧૦ ટકા બોનસ, અને ઇ. સ. ૧૯૧૬ માં ૨૦ ટકા પ્રમાણે વ્યાજ અને ૩૦ ટકા પ્રમાણે બોનસ આપ્યું. ઇ. સ. ૧૯૧૪-૧૫ માં ઓરડીનરી શેરના ભાવોમાં ૭ અને ૩૯ વચ્ચે વધ-ઘટ થયેલી. ઇ. સ. ૧૯૧૬ માં ભાવો ૯૬-૮-૦ સુધી ઉંચા ગયેલા.

**હાવરા**:—ઈ. સ. ૧૮૭૪ પછી ૧૮૮૩ માં થાપણમાં થોડો વધારો કીધો, ૧૮૯૦ માં ફરી પરફેરન્સ શેર ધરાવનારને વધારાનો શેર બોનસ તરીકે આપી થાપણમાં ઉમેરો કીધો. ઇ. સ. ૧૯૦૩ માં ફરી પાછો થાપણમાં વધારો કર્યો, અને ૧૦૦ રૂપીઆ વાળા ૧૭,૫૦૦ A. પરફેરન્સ શેર કાઢયા. એ પ્રમાણે થાપણ વધારતાં અને નફામાંથી વધારો કાઢતા મીલ હાલ આટલી સારી સ્થીતીપર પહોંચી છે. કંપની પાસે શરૂમાં ૨૭૫ લુમ હતી, આસ્તે આસ્તે વધારતાં હાલ ૧૬૫૩ લુમો કામ કરે છે. અગાઉના વરસોમાં દર વરસે દર સેંકડે નીચે પ્રમાણે વ્યાજ આપેલાં:-

ઇ. સ. ૧૮૯૦ માં બે ઓરડીનરી શેર વાળાને એક પરફેરન્સ શેર બોનસ તરીકે મળેલો, ૧૮૯૪ થી ૧૮૯૮ સુધી અનુક્રમે વરસે, ૯, ૨૦, ૫, ૫ અને ૪ ટકા પ્રમાણે, ૧૮૯૯ માં કાંઇ નહીં, ૧૯૦૦ માં ૯ ટકા, અને ૧૯૦૧ થી ૧૯૦૬ સુધી દર વરસે ૧૨ ટકા પ્રમાણે વ્યાજ આપેલું, ૧૯૦૭ માં ૨૨ ટકા, ૧૯૦૮-૯ માં ૧૨, ૧૨, ૧૯૧૦ માં ૬ ટકા, ૧૯૧૧ માં કાંઇ નહીં, ૧૯૧૨-૧૩ ૫ અને ૬ ટકા, ૧૯૧૪ માં કાંઈ નહીં, ૧૯૧૫ માં ૧૭½ અને ૧૯૧૬ માં ૫૫ ટકા પ્રમાણે ઓરડીનરી શેરો પર દીવીડંડ મળેલા. ઈ. સ. ૧૯૧૫ સુધીમાં ઓરડીનરીના ભાવોમાં નીચેમાં ૯૦ અને ઉંચામાં ૨૩૭ વચ્ચે વધઘટ થયેલી. ઇ. સ. ૧૯૧૬માં ભાવો ૫૦૫ સુધી ઉંચા ગયેલા. (આ વખતે શેરની અસલ કીંમત રૂ. ૧૦૦ ની હતી.)

**હુકમચંદ**:—ઈ. સ. ૧૯૧૯ માં હેસીઅનની ૩૨૫ અને કોથળા બનાવવાની ૧૭૫ લુમો સાથે કામ કરવા કંપની સ્થપાયલી, અસલ ઓરડીનરી શેર રૂ. ૧૦ નો હતો તેમાં ૫ ભરાયલા હતા; અને પાછળથી ૨-૮-૦ નો કોલ ભરાયલો અને છેવટે ઇ. સ. ૧૯૨૪ માં પાછળનો રૂ. ૨-૮-૦ નો હપતો લેવાને બદલે શેરની કીંમત ઘટાડી. રૂ ૭-૮-૦ નો શેર બનાવ્યો. અને કોલ લીધો નહીં. પરફેરન્સનો શેર ૧૦૦ નો હતો પણ ૧૯૨૪ સુધી રૂ. ૭૫ ભરાયલા હતા, ૨૫ નો હપતો લેવો બાકી હતો. **મીલે આટલા વરસમાં કામ કરી નફામાંથી મીલને વધારતા જઇ આજે મીલને**

**સારી સ્થિતિમાં લાવી મુકી છે અને યુરોપીઅનો કરતાં દેશીઓ કામ કરવાની પદ્ધતિમાં ચડી જાય તેમ છે એવો દાખલો બેસાર્યો છે. આ માટે દેશીઓએ જરૂર મગરૂર થવા જેવું છે.** ઓરડીનરી શેરોના ભાવો ૧૯૨૫ માં ૮ ની ઉપર અને ૧૦ ની અંદર હતા તે ઇ. સ. ૧૯૨૯માં વધીને ૩૨-૮-૦ સુધી પહોંચેલા હતા અને હાલ પણ ભાવ ૨૬-૨૭ ની આસપાસ પડેલો છે. હાલની કામ કરવાની પદ્ધતી જોતાં અને સર સરૂપચંદ હુકમચંદની ખંત જોતાં ભવીષ્યમાં મીલ આથી પણ ચડતી દશામાં આવે અને શેરોના ભાવો હજુ પણ વધે તે બનવા જોગ છે.

**કમરહુટીઃ**—ઈ. સ. ૧૮૭૭ માં ૪ લાખ રૂપીઆની નાની થાપણથી કંપની ઉભી કરવામાં આવી, જેમાં દર રૂ. ૧૦૦નો એવા ૮૦૦૦ ઓરડીનરી શેરો કાઢેલા, તેમાં શેર દીઠ રૂા. ૫૦ ભરાયલા ૬ લાખના ડીબેન્ચર કાઢેલા; એ પ્રમાણે થાપણથી કંપની શરૂ થયેલી. આ વખતે મીલ પાસે ૩૨૦ લુમો કામ કરતી હતી, તે વખતે ૩૨૦ લુમોથી મીલ બાંધવા માટે કંપનીને રૂ. ૩,૯૭૫ લુમ દીઠ ખરચ થયેલો ગણાયો હતો. ઇ. સ. ૧૮૯૬માં નફામાંથી લુમો વધારી ૫૦૦ જેટલી કરવામાં આવી, ઇ. સ. ૧૮૯૮માં કંપનીની થાપણના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો; નફામાંથી ડીબેન્ચર પણ પાછા આપવામાં આવ્યા. આ વરસમાં ઓરડીનરી શેરોનો બાકીનો હપતો માંગવામાં આવ્યો અને ૬ ટકાના દર રૂ. ૧૦૦ નો એવા ૮૦૦૦ પ્રેફરન્સ શેરો કાઢવામાં આવ્યા આ શેરો લઇ શકાય અને ઓરડીનરી શેરોનો હપતો ભરી શકાય તેટલા માટે તે વરસમાં કંપનીએ જુના શેરો ધરાવનારને ડીવીડંડ શેર દીઠ રૂ. ૧૫૦ લેખે આપ્યું; એટલે જુનો શેર વધારાનો હપતો લીધા વીના પુરો ભરપાઈ કરી આપ્યો અને એક શેર પરફેરન્સનો વધારામાં આપ્યો. ઇ. સ. ૧૯૦૯ માં ૮૦૦૦ ઓરડીનરી અને ૮૦૦૦ પેરફરન્સના શેરો વધારે કાઢયા એમ નફામાંથી વ્યાજ આપતાં, મુડી વધારતાં થાપણ હાલ આગળના કોઠામાં બતાવ્યા પ્રમાણેની છે. અને હાલ ૧૭૧૦ લુમો કામ કરે છે. કંપની કેટલી જામેલી છે તે આ પરથી જોઈ શકાશે. **ઓરડીનરી શેરોપરના વ્યાજઃ**—૧૯૦૬ ના ડીસેમ્બર ૧૯૦૮ ના ડીસેમ્બર અને ૧૯૦૯ ના જુન સુધીના પુરા થતા છ માસનું કાંઇ વ્યાજ આપ્યું નહી. ઈ. સ. ૧૮૮૭ થી ૧૯૧૬ સુધી અનુક્રમે દરવરસે. ૧૦, ૨૦, ૩૦, ૭½, ૩૭½, ૧૭½, ૨૫, ૧૨½; ૨૨½. ૧૫, ૫, ૧૪, ૮, ૯, ૧૬, ૧૨½, ૭½, ૧૭, ૭½, ૩, ૧૦, ૨½, ૩, ૪, ૫, ૧૦, ૧૭½, ૮, ૩૦,

અને ૬૦ ટકા પ્રમાણે ડીવીડંડ (વ્યાજ) આપેલાં છે. ઇ. સ. ૧૯૧૪ સુધી ભાવોમાં ૧૩૯ થી વધારો થયો નહોતો, ૧૯૧૫ માં ભાવો ૩૨૫ અને ૧૯૧૬ માં ૬૩૮ સુધી ઉંચા થયા હતા.

**કાંકનાડા**:—કમરહટીની માફક આ મીલ પણ થોડી થાપણથી અને થોડી લુમોથી શરૂ થયેલી. ૧૮૮૨ માં ઓરડીનરી શેર પર રૂ. ૪૫ ભરાયલા હત્તા. ઇ. સ. ૧૮૯૨ સુધીમાં હપતે હપતે ભરાતા ભરાતા ઓરડીનરી શેરોના રૂ. ૬૫ સુધી ભરાઈ ગયા હતા. ઈ. સ. ૧૮૯૮ માં છેલ્લો હપતો ભરી શકાય તેટલા માટે કંપનીએ રૂ. ૩૫ નું ડીવીડંડ આપ્યું, એટલે કે, શેર રૂ. ૧૦૦ નો પુરો ભરાયલો કરી આપ્યો. શરૂમાં મીલ ૪૨૦ લુમથી શરૂ થયેલી કે જેમાંની ૧૮૯૧ સુધી તો ૨૫૦ લુમોજ કામ કરતી હતી, આસ્તે આસ્તે કમરહટીની માફક નફામાંથી અને થાપણમાં વધારો કરી લુમોનો આંકડો હાલ અગાઉના કોઠામાં બતાવ્યા પ્રમાણેનો વધાર્યો છે. **ઓરડીનરી શેરોપર અગાઉના મળેલા વ્યાજો**:—૧૮૮૮, ૧૦.૪૭ ટકા, ૧૮૮૯ માં ૧૦.૧૭ ટકા, ૧૮૯૦ માં ૫ ટકા, ૧૮૯૧ માં ૧૨.૮ ટકા, ૧૮૮૨ માં ૪.૬ ટકા, ૧૮૯૩ અને ૯૪ માં વરસે ૫.૧ ટકા, ૧૮૯૫ માં ૧૫.૩૮ ટકા. ૧૮૯૬ માં ૯.૨ ટકા, ૧૮૯૭ માં ૪.૬ ટકા, ૧૮૯૮ માં ૧૦.૭ ટકા પ્રમાણે, ઇ. સ. ૧૮૯૯ થી ૧૯૧૬ સુધી. દર વરસે અનુક્રમે ૧૦. ૮. ૧૦, ૮, ૧૦, ૧૫, ૧૦, ૯,૨૫, ૯, ૭, ૧૦, ૧૦, ૨૦, ૫૦, ૨૦, ૬૦ અને ૧૨૦ ટકા પ્રમાણે વ્યાજ આપેલાં છે. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં ઓરડીનરી શેરોના ભાવો ૧૯૪ થી ઉંચા ગયેલાં હોય એવી નોંધ દેખાતી નથી; ૧૯૧૫ માં ૪૪૫ અને ૧૯૧૬ માં ૭૯૦ સુધી ભાવો ઉંચા થયેલા.

**કેલવીન**:—ઈ. સ. ૧૯૦૮ માં ૪૫૦ લુમોથી મીલની શરૂઆત થઇ, પછી નફામાંથી અને થાપણમાં વધારો કરતાં આસ્તે આસ્તે હાલમાં ૬૩૭ લુમો કામ કરતી થઇ છે. ઇ. સ. ૧૯૧૬ માં ઘસારા બાદ કરતાં અને રીઝર્વ ફંડ વીગેરે જોતાં મીલની કીંમતની પડતર લુમ દીઠ. રૂ. ૨,૧૭૭ ની આસપાસ પડવા જતી હતી. **ઓરડીનરી વ્યાજ**:— પહેલું વ્યાજ ૧૯૧૨ માં વરસના ૧૦ ટકા, ૧૯૧૩ માં ૧૦ ટકા, ૧૯૧૪ માં ૧૫ ટકા, ૧૯૧૫ માં ૪૦ અને ૧૯૧૬ માં ૮૦ ટકા પ્રમાણે આપેલ છે. ઇ. સ. ૧૯૧૪ સુધી ભાવો ૮૫ અને ૧૧૮ વચ્ચેની વધઘટ માં રહેલા, ૧૯૧૫ માં ૩૪૦ અને ૧૯૧૬ માં ૮૩૦ સુધી ઉંચા ગયેલા.

**ખરસદા:**—કંપનીએ ૩૦૦ લુમની મીલ પહેલાં ઉભી કરેલી, ત્યાર બાદ આજ સુધીમાં નફામાંથી વધારો પાડતાં અને બીજી મીલોની માફક થાપણુ વધારતાં હાલ. ૧૩૭૦ લુમો કામ કરે છેઃ **ઓરડીનરી વ્યાજ:**—ઇ. સ. ૧૮૯૮ થી ૧૯૦૮ સુધીમાં અનુક્રમે વરસે ૧૦, ૮, ૯, ૧૨. ૧૨, ૧૨, ૧૨, ૧૨, ૧૨, ૧૨ અને ૧૮ ટકા પ્રમાણે, ઇ. સ. ૧૯૦૯ માં ૧૦ ટકા વ્યાજ અને બોનસ તરીકે દર શેર દીઠ ત્રણ શેર બોનસ તરીકે આપ્યા. ૧૯૧૦ માં ૫ ટકા, ૧૯૧૧ માં કાંઇ નહીં, ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી અનુક્રમે વરસે ૧૫, ૨૦, ૧૬, ૩૦ અને ૬૦ ટકા પ્રમાણે વ્યાજ આપેલાં છે. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં ભાવોમાં ૯૪ અને ૨૦૭ વચ્ચે વધઘટ થયેલી, ૧૯૦૯ માં બોનસ વખતે ભાવો ૪૦૦ સુધી ઉંચા થયેલા; ઇ. સ. ૧૯૧૫ માં ૩૪૦ અને ૧૯૧૬ માં ભાવો ૫૪૦ સુધી ઉંચા ગયેલા.

**કીનીસન:**—કંપની ઈ. સ. ૧૮૯૯ માં રૂ. ૧૨,૫૦,૦૦૦ ના ઓરડીનરી અને ૫ લાખના પરેફરન્સ શેરોની થાપણથી ઉભી થયેલી. ૧૯૦૧ ના સપટેમ્બર સુધીમાં ૩૬૦ લુમો કામ કરતી હતી, કે જે વખતની મીલની આંકણી એટલે કે પડતર, લુમ દીઠ રૂ. ૫,૩૫૩ જેટલી ગણાતી હતી. ઇ. સ. ૧૯૦૨ માં થાપણ વધારી, લોન લઇ ૫૦૦ લુમોનો વધારો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૬ માં બીજી ૬૦૦ લુમો વધારવા માટે લોન વધારવામાં આવી: ઇ. સ. ૧૯૧૨ માં ફરી લુમો વધારવા માટે થાપણુ વધારી અને એ પ્રમાણે વધારતાં હાલ કંપનીની થાપણુ અને લુમોમાં અગાઉના કોઠાઓમાં બતાવ્યા પ્રમાણે વધારો થયો છે:— **ઓરડીનરી વ્યાજ:**—ઇ. સ. ૧૯૦૭ પહેલામાં આંકડા મલી શકયા નથી પણ ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૧૧ સુધી દર વરસે ૧૨ ટકા પ્રમાણે, ૧૯૧૨ માં કાંઈ નહી, ૧૯૧૩ અને ૧૪ માં ૨૫ અને ૨૦ ટકા પ્રમાણે, ૧૯૧૫ માં ૫૦ ટકા વ્યાજ, અને ૧૦ ટકા બોનસ, અને ૧૯૧૬ માં વરસના ૧૦૦ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે. ઓરડીનરીના ભાવોમાં ઈ. સ. ૧૯૧૪ સુધીમાં ૧૦૮ અને ૧૮૫ વચ્ચે વધઘટ થયેલી, ૧૯૧૫ માં ભાવો ૪૫૦ અને ૧૯૧૬ માં ૮૭૦ જેટલા ઉંચા ગયેલા.

**લેન્સડાઉન:**—ઇ. સ. ૧૯૦૪ ના જુલાઇની ૧ લી તારીખે ૬૭૦ લુમોની મીલ ખરીદવામાં આવી હતી અને તે પછી તેમાં વધારો કરવામાં આવ્યો હતો. આ વખતે તે મીલની પડતર કીંમત આશરે લુમ દીઠ રૂ. ૬૭૨૩ જેટલી થવા જતી હતી. **ઓરડીનરી વ્યાજ:**—૧૯૦૭ માં

૧૦ અને ૧૯૦૮ માં વરસે ૮ ટકા પ્રમાણે વ્યાજ આપ્યા, ત્યારપછી ૧૯૧૬ સુધી કાંઇ આપ્યું નથી. ભાવો ૧૯૦૭ માં ૧૦૬ સુધી ઉંચા ગયેલા ત્યારબાદ ભાવો ૧૦૦ ની આસપાસ પડેલા રહ્યા હતા અને ૧૯૧૬ માં ભાવો ૩૧૧ સુધી ઉંચા થયા હતા.

**લોરેન્સઃ**—ઇ. સ. ૧૯૦૭ ના એપ્રીલમાં મીલ ચાલુ થઇ, આ વખતે ૪૦૦ લુમો હતી, ૧૯૧૦ માં ૪૩૦ લુમો થઇ, ઇ. સ. ૧૯૧૨ના તા. ૧૪ મી ઑગસ્ટે લુમો ૭૦૦ સુધી વધારવા માટે ઓરડીનરી અને પરફેરન્સ શેરો કાઢી થાપણ વધારવામાં આવી, તેમજ લોનમાં પણ વધારો કરવામાં આવ્યો. **ઓરડીનરી વ્યાજઃ**—૧૯૦૭ થી ૧૯૧૦ સુધી દર વરસે અનુક્રમે ૪, ૧૦, ૧૦ અને ૫ ટકા પ્રમાણે, ૧૯૧૧ માં કાંઇ નહી, ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી અનુક્રમે ૧૫, ૧૭½, ૫, ૨૨½ અને ૫૫ ટકા પ્રમાણે વ્યાજ આપેલા છે. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં ભાવોમાં ૧૦૭ અને ૧૫૬ વચ્ચે વધ-ઘટ રહેલી. ૧૯૧૫ માં ૨૬૦ અને ૧૯૧૬ માં ૫૪૦ જેટલા ભાવો ઉંચા થયેલા.

**નઇહટીઃ**—ઇ. સ. ૧૯૦૬ ના જુલાઇમાં મીલનું કામ ૩૫૦ લુમોથી શરૂ થયું. આ વખતે મીલની પડતર કીંમત લગભગ લુમ દીઠ રૂ. ૬,૩૧૨ જેટલી ગણાઈ હતી. લુમોમાં આસ્તે આસ્તે વધારો કરવામાં આવ્યો છે તે આગળ આપેલા કોઠાઓ પરથી જણાશે. **ઓરડીનરી વ્યાજ**ઃ—૧૯૦૭ થી ૧૯૦૯ સુધી અનુક્રમે દર વરસે ૫, ૬ અને ૩ ટકા પ્રમાણે, ૧૯૧૦–૧૧ કાંઈ નહીં, ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી અનુક્રમે ૫, ૧૦, ૧૦. ૧૦ અને ૩૦ ટકા પ્રમાણે વ્યાજ આપેલા છે. ઓરડીનરીના ભાવોમાં ૧૯૧૪ સુધી ૯૦ અને ૧૩૦ વચ્ચે વધઘટ થયેલી, ૧૯૧૫ માં ભાવો ૨૫૮ અને ૧૯૧૬ માં ૫૦૬, જેટલા ઉંચા થયેલા.

**નેશનલઃ**—ઇ. સ. ૧૮૯૭ માં ૩૦૦ લુમોથી કામ કરવા માટે કંપની ઉભી થઇ. અને લુમોમાં બીજી કંપનીઓની માફક નફા વીગેરેથી વધારો કરતાં હાલ ૬૧૧ લુમો છે. ઈ. સ ૧૯૦૮ અને ૧૯૦૯ માં બે વખત આગ લાગવાથી મીલને નુકશાન સહન કરવું પડેલું, વલી ૧૯૦૯ માં બે મહીના સુધી હડતાલ રહી તેને પરીણામે ૧૯૦૮ અને ૧૯૦૯ ના વરસના એપ્રીલ સુધીના છ છ માસનું વ્યાજ આપી શકાયું નહીં. **ઓરડીનરી વ્યાજઃ**—ઈ. સ. ૧૮૯૮ થી ૧૯૦૧ સુધી અનુક્રમે દર વરસના ૧૭; ૮, ૭, ૭, ૧૦, ૪, ૯, ૧૦ અને ૯ ટકા પ્રમાણે,

૧૯૦૭ થી ૧૯૧૪ સુધી અનુક્રમે ૧૦, ૪, ૭, ૧૪, ૩, ૧૦½, ૨૪ અને ૧૮ ટકા પ્રમાણે; ૧૯૧૫ માં ૧૦ ટકા વ્યાજ અને ૯૦ ટકા બોનસ, અને ઇ. સ. ૧૯૧૬ માં ૨૦ ટકા વ્યાજ અને ૨૫૫ ટકા બોનસ આપેલા, કંપનીની ઓરડીનરી થાપણ રૂ. ૫ લાખથી વધારી ૩૫ લાખ કરવામાં આવી, આ નવા ઓરડીનરી શેરો લઈ શકાય તેટલા માટે આ પ્રમાણે બોનસ આપવામાં આવેલ. આ નવા શેરો જુના શેરો ધરાવનાર શેર હોલ્ડરોને દર શેઠ દીઠ ૭ શેર અસલ ભાવે આપવામાં આવેલા અને તે પ્રમાણે થાપણમાં વધારો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૯૧૪ સુધીમાં ભાવોમાં ૧૧૮ અને ૨૨૬ વચ્ચે વધ ઘટ રહેલી. ૧૯૧૫ માં ભાવો ૧૧૩૦ અને ૧૯૧૬ માં ૨૪૦૦ જેટલા ઉંચા ગયેલાં. (આ બધો વખત શેરની અસલ કીંમત ૧૦૦ ની જ હતી.)

**ન્યુસેન્ટ્રલ**—આ મીલ આ નામથી ઇ. સ. ૧૯૧૫ ના નવેમ્બરમાં રજીષ્ટર થઈ પણ મીલ જુની છે. ઇ. સ. ૧૮૯૦ માં સેન્ટ્રલ જ્યુટ મીલ્સ કું. લી. ના નામથી શરૂ થયેલી તે તેમજ ૧૮૮૬ માં લોન કાઢી ૩૯૫ લુમથી ચાલતી ચંદારામજી જ્યુટ મીલ પણ ખરીદી આમાં ઉમેરી અને તે મીલને આ મીલમાં લઈ ઘણો સુધારો કરવામાં આવેલો, ચંદા રામજી મીલ ૧૪ લાખમાં ખરીદાયલી; ઇ. સ. ૧૮૯૬ માં થાપણમાં ઉમેરો કરવામાં આવેલો, ઇ. સ. ૧૯૧૪ પહેલાં આ જુની કંપનીએ ઓરડીનરી શેરો પર સરેરાશ ૧૧ ટકા પ્રમાણે વારસીક વ્યાજ આપેલા છે. ઇ. સ. ૧૯૧૫ માં કંપની નવે નામે શરૂ થતાં, જુના હોલડરોને ૩ ઓ-રડીનરી શેર, ૩ પરેફરન્સ શેર અને ૫ ટકા લોનનો ૩૦૦ નો કાગળ એ પ્રમાણે ભાવો ભાવમાં મળેલા, અને એ પ્રમાણે કંપની ૧૯૧૫ માં નવેસર આ નામે શરૂ થઇ. ઓરડીનરી શેરપર ૧૯૧૬ માં બોનસ વીગેરે મલી ૮૦ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે. ઇ. સ. ૧૯૧૬ માં ભાવોમાં ૬૪૦—અને ૩૦૫ વચ્ચે વધઘટ થયેલી.

**નોર્થબ્રુક:**—ઇ. સ. ૧૯૦૯ ના જુન મહીનામાં ૨૦૦ લુમથી મીલ ચાલુ થઇ અને વધારાની તે વરસની આખરે ૫૧૨ લુમો કામ કરતી થઇ. આ મીલ બાંધવામાં આ વખતે જે ખરચ થયો તે લુમ દીઠ ૬,૭૭૬ જેટલો ગણાયો હતો. તેમાં વધારો કરી હાલની લુમોનો વધારો કરવામાં આવ્યો છે. **ઓરડીનરી વ્યાજ:**—૧૯૧૦માં ૫ ટકા પ્રમાણે, ૧૯૧૧ માં કાંઈ નહીં, ૧૯૧૨-૧૩ માં દર વરસે ૧૨½ અને ૧૭½ ટકા પ્રમાણે, ૧૯૧૪-૧૫ માં કાંઇ નહીં, ૧૯૧૬ માં ૪૫ ટકા પ્રમાણે વારસીક વ્યાજ આપેલા છે. ઇ. સ. ૧૯૧૪ સુધી ભાવો ૯-૧૨-૦ અને ૧૫-૪-૦ ની

વચ્ચે રહેલા. ૧૯૧૫ માં ૨૫-૪-૦ અને ૧૯૧૬ માં ભાવો ૨૧ થી ઉપડી ૫૪-૮-૦ જેટલા ઉંચા ગયેલા.

**રીલાએન્સઃ**—ઈ. સ. ૧૯૦૭ માં ૧૭ લાખના ઓરડીનરી અને ૧૦ લાખના પરેફરન્સ શેરોની થાપણથી કંપની ઉભી થઇ, ઇ. સ. ૧૯૦૯ ની આખરે ૬૦૦ લુમો કામ કરતી થઈ હતી. આસ્તે આસ્તે થાપણ વધારવામાં આવી અને લોન પણ કાઢવામાં આવી, ઈ. સ. ૧૯૧૪ માં ૪ લાખના પરેફરન્સ અને સાડાપાંચ લાખના ઓરડીનરી શેરો નવા કાઢવામાં આવ્યા અને તેનો લાભ જુંના શેરહોલડરોને એવી રીતે આપવામાં આવ્યો કે-જુના ચાર શેર પરફેરન્સ શેરહોલડરને એક નવો શેર અને જુના ૨ ઓરડીનરી શેરહોલડરને એક નવો શેર ભાવો ભાવમાં આપવામાં આવ્યો અને એ પ્રમાણે મીલની લુમોમાં થાપણ વધારી વધારો કરવામાં આવ્યો. **ઓરડીનરી વ્યાજ**:—૧૯૦૯ માં ૨½ ટકા, ૧૯૧૦ માં ૫ ટકા, ૧૯૧૧-૧૨ કાંઇ નહી, ૧૯૧૩ થી ૧૯૧૬ સુધી અનુક્રમે વરસના દર, ૪, ૧૦ અને ૩૫ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે. ઓરડીનરીના ભાવોમાં ૧૯૧૪ સુધી ૯૧ અને ૧૧૭ વચ્ચે વધઘટ થયેલી ઈ, સ. ૩૯૧૫ માં ભાવો ૨૦૫ અને ૧૯૧૬ માં ૪૪૪ જેટલા ઉંચા થયેલા ( આ વખત પર અસલ ઓરડીન૰ શેરની કીંમત રૂ. ૧૦૦ ની હતી ) ઇ. સ. ૧૯૧૮ માં ૧૦૦ નો શેર ઘટાડી ૧૦ નો શેર બનાવવામાં આવ્યો.

**સુરાહુઃ**—ઈ. સ. ૧૮૭૪ માં એસીઆટીક મીલ થયેલી તે આ મીલ ૧૮૯૨ માં આ નામથી શરૂ થઇ. હાલના એજન્ટોના હાથમાં આ મીલ ૧૯૦૭ માં આવી, અને તે પછી લુમો મકાન અને મીલમાં ઘણો સુધારો કરવામાં આવ્યો. ઓરડીનરી વ્યાજ—૧૯૦૩ માં ૫ ટકા, ૧૯૦૫ માં ૫ ટકા, ૧૯૦૬ માં ૨ ટકા, ૧૯૦૭ માં ૧½ ટકા, પ્રમાણે વારસીક વ્યાજ અપાયેલ છે. ઇ. સ. ૧૯૦૮ થી ૧૯૧૬ સુધી દર વરસે અનુક્રમે સેંકડે ૧૦, ૭½, ૨½, ૨, ૮, ૪, ૫, ૧૦ અને ૧૫ ટકા પ્રમાણે વ્યાજ આપેલ છે. ૧૯૧૪ સુધી ઓરડીનરીના ભાવોમાં ૭૦ અને ૧૧૬ વચ્ચે વધઘટ થયેલી; ૧૯૧૫ માં ભાવો ૧૫૮ જેટલા અને ૧૯૧૬ માં ૨૯૦ જેટલા ઉંચા થયેલા. ઈ. સ. ૧૯૨૪ સુધી ઓરડીનરી શેરની અસલ કીંમત ૧૦૦ ની હતી પણ તે પછી ઘટાડી હાલ રૂ. ૧૦ ની અસલ કીંમતનો શેર ગણવામાં આવ્યો છે.

**સ્ટેન્ડર્ડઃ**—ઇ. સ. ૧૮૯૭ ના ફેબરૂવારીમાં ૨૪૦ લુમોથી મીલ શરૂ થઇ, જેમાં બીજી કંપનીઓની માફક આસ્તે આસ્તે નફાના વધારામાંથી અને થાપણમાં વધારો કરી લુમોમાં વધારો કરવામાં આવ્યો છે. ઓરડીનરી

વ્યાજઃ—ઈ. સ. ૧૮૯૮ થી ૧૯૧૬ સુધી દર વરસે દર સેંકડે અનુક્રમે ૩, ૩, ૮, ૯, ૧૦, ૧૦, ૧૧, ૧૨, ૧૫, ૧૭. ૧૮, ૧૩, ૧૦, ૧૦, ૨૨½. ૨૫, ૫, ૩૦ અને ૬૫ ટકા પ્રમાણે વ્યાજ આપેલા છે. ૧૯૧૪ સુધીમાં ઓરડીનરીના ભાવોમાં ૧૨૫ અને ૧૯૭ વચ્ચે વધઘટ થયેલી. ૧૯૧૫ માં ભાવો ૩૨૯ અને ૧૯૧૬ માં ૬૩૫ જેટલા ઉચા ગયેલા.

**ચુનીઅનઃ**—ઇ. સ. ૧૮૮૦ માં મીલ ચાલુ થઈ. ઓરડીનરી શેરની અસલની કીંમત ૧૦૦ ની હતી પણ આ વખતપર ૭૫ ભરાયલા હતા. ઇ. સ. ૧૮૮૮ માં ૩૦૦૦ બીજા ઓરડીનરી શેરો કાઢયા એટલે કુલ ૧૨૦૦૦ ઓરડીનરી શેરો થયા. આ નવા શેરો જુના શેરહોલડરોમાંના ૩ શેર ધરાવનારને ૧ શેર ભાવોભાવ મળે એવી ગોઠવણ કરવામાં આવી. વળી જુના શેરના રૂ. ૭૫ ભરાયલા હતા તેનો ૨૫ નો હપતો જુના શેર હોલડરો ભરી શકે તેટલા માટે રીઝર્વફંડમાંથી બે લાખ રૂપીઆ નફા ખાતે ખેંચી ખાસ વ્યાજ ૨૫ ટકાનું આપવામાં આવ્યું, એટલે ૧૮૮૮ માં કુલ વરસનું વ્યાજ ૩૩⅓ ટકા પ્રમાણે આપ્યું. ઇઃ સ. ૧૯૦૧ માં વલી થાપણ વધારવામાં આવી અને તે શેરો ઉપાડી શકાય તેટલા માટે જુના શેર હોલ્ડરોને ૩૭½ રૂપીઆનું શેર દીઠ વ્યાજ આપવામાં આવ્યું. કે જેથી બાકી રહેલો ઓરડીનરી કોલ ભરી શકાય; અને પરેફરન્સમાં રોકાણ કરવામાં મદદરૂપ થઇ પડે. ૧૯૧૧ ના ઓકટોબરમાં ૬૫૦ લુમોથી કામ કરતી લોઅર હુગલી મીલ ૨૨ લાખની કીંમતથી ખરીદી લઈ આ કંપનીમાં જોડી દેવામાં આવી. આ પ્રમાણે વધીને કંપની હાલની સ્થીતીએ પહોંચી છે. **ઓરડીનરી વ્યાજઃ**—ઈ. સ. ૧૮૮૭ થી ૧૮૯૭ સુધી અનુક્રમે વરસે ૨૬⅔, ૩૬⅔, ૩૦, ૨૬⅔. ૨૬⅔, ૧૬⅔ ૨૩⅓, ૨૦ અને ૧૪ ટકા પ્રમાણે, ઇ. સ. ૧૮૯૮ થી ૧૯૦૧ સુધી અનુક્રમે, ૯.૩, ૧૦.૬, ૧૯.૩, અને ૧.૩ ટકા પ્રમાણે ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૧૬ સુધી અનુક્રમે ૧૧, ૯, ૧૨, ૧૩, ૧૮, ૧૮, ૧૬, ૧૨, ૧૦, ૭½, ૨૨½. ૨૫, ૫, ૩૭½ અને ૮૦ ટકા પ્રમાણે વારસીક વ્યાજ આપેલા છે. ઓરડીનરીના ભાવોમાં ૧૯૧૪ સુધી ૧૮૭ અને ૧૩૦ વચ્ચે વધઘટ થયેલી. ૧૯૧૫ માં ૪૨૬ અને ૧૯૧૬ માં ભાવો ૮૬૦ સુધી ઉંચા ગયેલા.

ઉપરના વ્યાજો દર વરસે દર સેંકડે ટકા પ્રમાણે ગણવાના.

આ પછીના એટલે ૧૯૧૭ થી ૧૯૨૪ સુધીના વ્યાજો તથા ભાવોનાં વધઘટ ઉપરના કોઠાઓમાં આપેલી છે. ૧૯૨૪ થી ૧૯૨૯ સુધીના વ્યાજો અને વધઘટ પાના ૩૨ ના કોઠામાં આપેલી છે.

# કલકત્તાની શેર બજારમાં જુટ શેરોપર લેવાતી દલાલીનું બંધારણ.

રૂ. ૫ થી ૨૫ રૂપીઆની કીંમતના શેરપર શેરદીઠ રૂ. ૦–૨–૦

રૂ. ૫૦ ની કીંમત સુધીના શેરપર શેરદીઠ રૂ. ૦–૪–૦

રૂ. ૫૦ થી વધારે અને ૧૦૦ સુધીની કીંમત પર શેરદીઠ રૂ. ૦–૮–૦

રૂ. ૧૦૧ થી ૨૦૦ સુધીની કીંમતપર શેર દીઠ રૂ. ૧–૦–૦

અને એ પ્રમાણે દર સેંકડે અથવા સેંકડાના કોઇ પણ ભાગપર શેર દીઠ ૦–૮–૦ વધારે તેમ દલાલી લેવાય છે.

---

# શેરો નામપર ચઢાવતાં લાગતી સ્ટેમ્પ ફી.

ટ્રાન્સફર ડીડમાં જે કીંમતે શેરો લીધેલા હોય તેનો જે આંકડો ભર્યો હોય તે પર ફીનો સ્ટેમ્પ ચોંટાડવામાં આવે છે.

રૂ. ૫૦ ની કીંમત સુધી ૦–૬–૦ પ્રમાણે. અને રૂા. ૫૦ થી

રૂ. ૧૦૦ સુધી ૦–૧૨–૦, તે પછી દર સો રૂપીએ અથવા સો રૂપીઆના કોઇ પણ વધારાના ભાગપર ૦–૧૨–૦ એટલે કે ૧૦૧ પર પણ ૦–૧૨–૦ અને ૨૦૦ પર પણ ૦–૧૨–૦ પ્રમાણે. રૂ. ૧૦૦૦ સુધી દર સેંકડે બાર આના પ્રમાણે.

રૂ. ૧૦૦૦ ની ઉપર એટલે ૧૦૦૧ થી ૧૫૦૦ સુધી ગમે તે આંકડો હોય પણ રૂ. ૧૧–૪–૦ નો સ્ટેમ્પ ચોંટાડવો પડે છે, એટલે ૧૦૦૦ પછી દર ૫૦૦ રૂપીએ ૩–૧૨–૦ નો વધારે સ્ટેમ્પ ચોડવો પડે. રૂા. ૧૫૦૦ થી ૨૦૦૦ ની કીંમત સુધી ૧૫–૮–૦ અને એ પ્રમાણે દર ૫૦૦ ના વધારાપર ૩–૧૨–૦ નો વધારાનો સ્ટેમ્પ ચોડવો પડે છે.

---

# હેસીઅન અને ગુણી યાને (કોથળા) ની નીકાશના આંકડા.

| ઇ. સ. | હેસીઅનનું કાપડ વાર. (આંકડા પર ત્રણ મીંડાં ચડાવીવાંચવા) | ગુણી યાને કોથળા. (આંકડા પર ત્રણ મીંડાં ચડાવીવાંચવા) | ઈ. સ. | હેસીઅનનું કાપડ વાર. (આંકડા પર ત્રણ મીંડાં ચડાવીવાંચવા) | કોથળા યાને ગુણી નંગ. (આંકડા પર ત્રણ મીંડાં ચડાવીવાંચવું) |
|---|---|---|---|---|---|
| ૧૮૭૪-૭૮ | ૩૫,૯ | ૨૪,૮૯ | ૧૯૧૯-૨૦ | ૧૨૭૫૧,૨ | ૩૪૨૭,૩ |
| ૧૮૭૯-૮૩ | ૪૩,૯ | ૫૩૨,૮ | ૧૯૨૦-૨૧ | ૧૫૩૨૭,૪ | ૫૩૩૯,૧ |
| ૧૮૮૪-૮૮ | ૧૫૩,૪ | ૭૫૫,૬ | ૧૯૨૧-૨૨ | ૧૧૨૦૫,૬ | ૩૮૬૭,૧ |
| ૧૮૮૯-૯૩ | ૪૧૦,૦ | ૧૧૧૩,૪ | ૧૯૨૨-૨૩ | ૧૨૫૪૩,૪ | ૩૪૪૨,૩ |
| ૧૮૯૪-૯૮ | ૧૮૨૦ ૧ | ૧૭૧૨,૩ | ૧૯૨૩-૨૪ | ૧૩૪૮૭,૪ | ૪૧૩૭,૨ |
| ૧૮૯૯-૦૩ | ૪૨૭૨,૦ | ૨૦૬૩,૫ | ૧૯૨૪-૨૫ | ૧૪૫૬૨,૯ | ૪૨૫૧,૪ |
| ૧૯૦૪-૦૮ | ૬૯૭૯,૮ | ૨૫૭૭,૬ | ૧૯૨૫-૨૬ | ૧૪૬૧૩,૯ | ૪૨૫૦,૮ |
| ૧૯૦૯-૧૩ | ૯૬૯૯,૭ | ૩૩૯૧,૨ | ૧૯૨૬-૨૭ | ૧૫૦૩૧,૧ | ૪૪૯૦,૮ |
| ૧૯૧૪-૧૮ | ૧૧૫૬૧,૧ | ૬૬૭૬,૬ | ૧૯૨૭-૨૮ | ૧૫૫૨૭,૫ | ૪૬૩૧,૩ |

હેસીઅન અને ગુણીના ભાવો અને કાચા માલના ભાવો પર શેરોના ભાવોની ચડ-ઉતરનો આધાર રહે છે.

હેસીઅનના કાપડમાં ૮ ઔંસ ૪૦ ઇંચ પનાના માલનો ભાવ મુખ્ય ગણાય છે. આ કાપડ અમેરીકા ઘણો ઉપાડ કરે છે અને મોટો સટો આ માલ પર ખેલાય છે; જો કે બીજી જુદી જુદી સાઇઝ અને પનાના માલ પણ થાય છે અને એમાં પણ સટો ખેલાય છેઃ છતાં આ માલ પર મુખ્ય ભાવ ગણાય છે. હેસીયન શું ભાવ ? એમ પુછે તો આ માલનો ચાલુ ભાવ જ બોલાય છે.

આ માલના ઇ. સ. ૧૯૧૮ માં રૂા. ૩૦ નો ભાવ એટલે સો વાર કાપડના રૂ. ૩૦ એ પ્રમાણે ભાવ થયો હતો અને નીચો ઈ. સ. ૧૯૧૧ માં રૂ. ૭-૧-૦ નો ભાવ થયો હતો.

૪૧×૨૩=૨$\frac{૧}{૪}$ પૌંડની ગુણીનો ૧૦૦ ગુણીનો ભાવ ઇ. સ. ૧૯૧૮ માં રૂા. ૫૮-૧૩-૦ થયો હતો. નીચામાં નીચો ભાવ ઇ. સ. ૧૯૧૧ માં રૂ. ૨૫ થયો હતો.

## ઈ. સ. ૧૯૨૯ ના જાનેવારીની ૧ લી તારીખથી તા. ૩૧-૧૨-૨૯ સુધીમાં હેસીઅનના ચડતના બનેલા કસ્ટમ પાસ.

કેનેડા ખાતે ચડાવવા માટે ૮,૪૦,૭૪,૮૭૫ વાર. ઈ. સ. ૧૯૨૫માં ૧૪૩ ૧/૪ કરોડ વાર.

યુનાઇટેડ સ્ટેટ અમેરીકા માટે ૧૦૨,૦૩,૦૩, ૪૫૧ વાર. ઇ. સ. ૧૯૨૬માં ૧૪૫ કરોડ વાર.

સાઉથ અમેરીકા માટે.........૩૫,૦૮,૩૦,૫૦૦ વાર. ઇ. સ. ૧૯૨૭ માં ૧૪૪ ૧/૨ કરોડ વાર.

બીજા દેશો ખાતે.........૧૫,૧૩,૫૩,૮૧૫ વાર. ઇ. સ. ૧૯૨૮

ટોટલ કુલ ૧૬૦,૬૫,૬૨, ૬૪૧ વાર. ૧૫૩ ૧/૪ કરોડ વાર.

| | |
|---|---|
| ૧ લી જાનેવારી ૧૯૨૯ ના રોજ સ્ટોક ૫ ૧/૪ કરોડ વાર. | હેસીઅન ગુણી સાચે. |
| ૧૯૨૯ નાં વરસની પેદાશ... ... ૧૮૦ કરોડ વાર. | |
| ,, ,, ચડત... ... ૧૬૯ ૩/૮ ,, ,, | |
| કલકત્તા અને હીંદુસ્તાનના બીજા ગામોનો ખોરાક ૬ કરોડ વાર. | |
| ૩૧ ડીસેમ્બર ૧૯૨૯ ના રોજ બાલાંશ ૯ ૫/૮ કરોડ વાર. | |

# કાચા શણના પાકની વીગત.

| ઇ. સ. ( વરસની સીઝન. ) | વાવેતર થયું નીચેના એકરમાં. | સરકારે બહાર પાડેલી પાકની ધારણા ગાંસડી. | પાકની ઉત-રેલી ઉતર ગાંસડી. | મીલોએ ખાધો ગાંસડી (આંકડા ઉ-પર ત્રણ મીં ડા ચડાવવા) | બહાર દેશા-વર ખાતે ચડી ગાંસડી (હજાર) |
|---|---|---|---|---|---|
| ૧૯૧૦-૧૧ | ૨૯,૩૭,૮૦૦ | ૮૦,૧૩,૩૦૨ | ૭૫,૧૦,૬૭૨ | ૩૯,૮૦, | ૩૫,૩૧ |
| ૧૯૧૧-૧૨ | ૩૧,૦૬,૪૦૦ | ૮૩,૧૩,૮૭૫ | ૯૨,૮૭,૭૭૬ | ૩૭,૫૬ | ૪૬,૨૬ |
| ૧૯૧૨-૧૩ | ૩૩,૫૩,૮૦૦ | ૯૫,૨૧,૮૦૦ | ૧૦૧,૮૩,૩૦૦ | ૪૪,૩૫, | ૪૯,૪૨, |
| ૧૯૧૩-૧૪ | ૩૧,૬૯૬,૧૪ | ૮૭,૫૧.૭૭૫ | ૯૬,૫૬,૩૦૬ | ૪૩,૭૪ | ૪૧,૯૨, |
| ૧૯૧૪-૧૫ | ૩૩,૫૮,૭૩૭ | ૧૦૫,૩૧,૫૦૫ | ૯૦,૪૪,૦૮૨ | ૪૮,૦૫, | ૨૯,૬૭, |
| ૧૯૧૫-૧૬ | ૨૩,૭૭,૩૧૬ | ૭૪,૨૮,૭૩૩ | ૮૫,૮૩,૨૮૮ | ૫૬,૦૯ | ૩૧,૦૬ |
| ૧૯૧૬-૧૭ | ૨૬,૮૬,૨૯૯ | ૮૩,૪૦,૨૬૬ | ૮૭,૪૬,૦૪૮ | ૫૫,૨૦, | ૨૮,૧૦, |
| ૧૯૧૭-૧૮ | ૨૭,૨૯,૬૯૯ | ૮૭,૦૪,૩૬૪ | ૯૦,૫૮,૩૪૨ | ૫૨,૯૬, | ૧૭,૨૬ |
| ૧૯૧૮-૧૯ | ૨૪,૯૭,૨૧૪ | ૫૦,૦૯,૦૬૦ | ૭૪,૮૨,૩૦૫ | ૪૯,૯૭, | ૨૧,૯૩ |
| ૧૯૧૯-૨૦ | ૨૮,૩૮,૮૭૫ | ૮૫,૪૦,૭૫૦ | ૮૮,૩૨,૯૮૦ | ૫૦,૮૨, | ૩૩,૫૮, |
| ૧૯૨૦-૨૧ | ૨૫,૦૨,૨૭૩ | ૫૯,૬૨,૧૯૨ | ૭૬,૬૨,૪૪૪ | ૫૪,૬૭, | ૨૩,૪૩, |
| ૧૯૨૧-૨૨ | ૧૫,૧૩,૩૫૦ | ૪૦,૫૨,૬૦૯ | ૭૨,૦૯,૫૦૦ | ૪૨,૩૬. | ૨૯,૬૮ |
| ૧૯૨૨-૨૩ | ૧૪,૫૫,૮૦૬ | ૪૨,૩૬,૮૨૮ | ૫૪,૮૬,૦૦૦ | ૪૮,૧૫, | ૨૯,૦૨ |
| ૧૯૨૩-૨૪ | ૨૩,૧૨,૬૮૫ | ૬૯,૯૫,૮૦૭ | ૮૫,૦૦,૦૦૦ | ૫૦,૦૪ | ૧૭,૭૧ |
| ૧૯૨૪-૨૫ | ૨૭,૩૨,૩૦૩ | ૮૦,૪૪,૮૯૨ | ૮૬,૮૦,૧૦૦ | ૫૫,૧૯, | ૩૮,૨૨ |
| ૧૯૨૫-૨૬ | ૨૯,૨૬,૨૫૪ | ૭૮,૫૧,૩૨૮ | ૯૦,૦૦,૦૦૦ | આંકડા મલી | શકયા નથી |
| ૧૯૨૬-૨૭ | ૩૬,૨૯,૯૯૪ | ૧૦૮,૮૮,૯૦૦ | ૧૦૪,૬૨,૦૦૦ | ૪૪,૩૫, | ૫૫,૨૭ |
| ૧૯૨૭-૨૮ | ૩૩,૭૪,૦૦૦ | ૧૦૨,૩૮૦૦૦ | ૧૧૧,૬૬,૦૦૦ | ૪૮,૭૨, | ૫૭,૯૪ |
| ૧૯૨૮-૨૯ | ૩૧,૩૧,૦૦૦ | ૯૯,૧૬,૦૦૦ | આંકડા | મલી | શકયા નથી |

કાચા શણની ગાંસડી ૪૦૦ પૌંડની ગણાય છે તે મુજબ ગાંસડી ગણવી.

ઉપરમાં જોવાનું એ છે કે, કેટલીક વખત સરકારી ધારણાના આંકડા કરતાં પાક ઓછો વધતો થાય છે. જે વખતે ધારણા નીકળે છે તે વખતે ભાવોમાં સારી ઉથલ પાથલ થાય છે.

ફેબરવારી મહીનામાં વાવેતર શરૂ કરવામાં આવે છે, કેટલું વાવેતર થયું તેની ધારણા સરકાર તરફથી જુલાઇમાં બહાર પડે છે. અને કેટલો પાક થશે તેની ધારણા ઓગસ્ટમાં બહાર પડે છે.

વાવેતર ઓછું થાય અને પાક ઓછો થાય તો કાચા શણના ભાવો વધે છે અને વધારે થાય તો ભાવો ઘટે છે.

કાચા માલનો ભાવ વધે અને હેસીઅન ગુણીના ભાવોમાં તેના પ્રમાણમાં વધારો ન થાય તો શેરોના ભાવો ઘટે, તેમજ કાચા માલના ભાવો ઘટે અને હેસીઅન ગુણીના ભાવો ટકેલા રહે તો શેરોના ભાવો વધે; આમ છતાં કેટલીક વખત ઉંધું પણ થાય છે. પરંતુ તેમાં બીજા સંજોગો પર પણ નજર પોંચાડવી પડે છે.

# હેસીઅન બજારનું ભાવિ.

તા. ૮ મી ફેબરવારી ૧૯૩૦ ના " ઈનડીઅન ફાઇનેન્સ " નામના ઈંગરેજી અઠવાડીક પત્રના અંકમાં મી. પી. આર. શ્રીનીવાસે લખેલા લેખનો સારાંશ જ્યુટમીલમાં નાણું રોકનારને ઉપયોગી થઇ પડે તેમ હોઇ અમે તેનો સારાંશ નીચે આપીએ છીએઃ—

એ પત્ર શરૂઆત કરે છે કેઃ—ગયા નવેમ્બરમાં અમે હેસીઅન બજારની સ્થીતીની સમાલોચના કરતાં ભાવોમાં ઘટાડો થવાની આગાહી કરી હતી, તે મુજબ તે પછીથી આજ સુધીમાં ભાવોમાં સારો ઘટાડો થવા પામ્યો છે. છેલ્લાં કેટલાંક વરસોથી નહીં દેખાયલો એવો નીચો ભાવ ગયા વરસની આખરે થયો હતો, અને ૪૦ x ૭½ ઔંસ હેસીઅનના ૧૦૦ વારના રૂ. ૧૦–૬–૦ થઇ ગયા હતા, અને ૧૧ પોરટર "સી" ગરૂપનો ભાવ રૂ. ૧૩–૪–૦ સુધી નીચો ગયો હતો. ગયા વરસની આખરે હેસીઅન બજારની સ્થીતિ એટલી તો ભયંકર થઇ પડી હતી કેઃ–કોઇને હેસીઅન બજારમાં લેણુ કરવા હીંમત થતી નહોતી, જો કે, તે પછી હમણાં સ્થીતીમાં સહેજ સુધારો થવા પામ્યો છે. હેસીઅન બજારના ભાવોમાં થયેલી આ વધ–ઘટ અને સ્થીતિમાં થયેલો બગાડો અને તે પછીના સહેજ સુધારાના બે કારણો ગણીએ. (૧) નબળા લેણુવાળાઓનો ગભરાટ. (૨) ગયા વરસના નવેમ્બર–ડીસેમ્બર અને ચાલુ વરસના જાનેવારીમાં નોર્થ અમેરિકા ખાતે થયેલી અણુધારી સારી ચડત.

હવે અમે હેસીઅન બજારની જે સ્થીતી અમને જણાય છે તેનું પ્રથ્થકરણ કરીએ.

**આંકડા સ્થીતીઃ**—ઇ. સ. ૧૯૨૯ ના વરસનું હેસીઅનના કાપડનું કુલ શીપમેન્ટ ૧૮,૪૪૦ લાખવાર નીચે પ્રમાણે થયું હતુંઃ—

| | | |
|---|---|---|
| નોર્થ અમેરિકા (કેનેડા સાથે) ખાતે. | ૧૧,૩૮૦ | લાખવાર. |
| સાઉથ અમેરિકા ... ... ... | ૩,૫૩૦ | ,, ,, |
| દુનિયાના બીજા દેશો ખાતે... ... | ૧,૪૩૦ | ,, ,, |
| હેસીઅનના કાપડમાંથી બનેલા કોથળા. | ૨,૧૦૦ | ,, ,, |
| | કુલ ૧૮,૪૪૦ | લાખવાર. |

ઈ. સ. ૧૯૨૯ ના વરસ દરમ્યાન હેસીઅનના કાપડની ઉત્પન્ન ૧૯,૪૩૦ લાખવાર હતી. આ આંકડો નીચે પ્રમાણે ગણાયો છેઃ—

| | | |
|---|---|---|
| હિંદુસ્તાનમાંથી નીકાશ. ... ... | ૧,૮૪૦ | લાખવાર. |
| ગયા વરસે હડતાલને લીધે ઉત્પન્નનો ઘટાડો. | ૬૪૦ | ,, ,, |
| ઇ. સ. ૧૯૨૯ નો સ્ટોકનો વધારો ... | ૩૫૦ | ,, ,, |
| કુલ | ૧૯,૪૩૦ | લાખવાર. |

અઠવાડીઆના ૬૦ કલાકના કામનું નક્કી થયા પહેલાં એટલે કે, ઇ. સ. ૧૯૨૯ ના પહેલા ૭ માસમાં દર મહિને ૧,૫૫૦ લાખવારના હિસાબે ૯,૩૦૦ લાખવારની આશરે ઉત્પન્ન આપણે ગણીએ, અઠવાડી-આના ૫૪ કલાક પરથી અઠવાડીઆના ૬૦ કલાકના કામનો વધારો ગણતાં ઉત્પન્નમાં ૧૧ ટકાનો વધારો થાય, પણ એગરીમેન્ટમાંની રજાના દીવસો પુરા નહીં કરવાની શરતને લીધે, ઉત્પન્નનો ખરો વધારો ૭½ ટકાથી વધારે થયો નથી. તે હિસાબે ઇ. સ. ૧૯૨૯ ના બીજા ૭ માસમાં દર મહિને ૧,૬૭૦ લાખવારની આશરે ઉત્પન્ન થઇ ગણાય.

ઉપરની ગણતરીએ હેસીઅનના કાપડની ઇ. સ. ૧૯૩૦ ની ઉત્પન્ન આશરે ૨૦,૧૦૦ લાખવાર જેટલી થવી જોઇએ, અને જો, હેસીઅનની ચડત ઇ. સ. ૧૯૨૯ ના વરસના જેટલી લેવલપર થાય એમ ગણીએ તો ઇ. સ. ૧૯૩૦ ની આખરે સ્થીતી નીચે પ્રમાણે રહેઃ—

| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૯૩૦ ની ઉત્પન્ન............ | ૨૦, ૧૦૦ | લાખવાર |
| ,, ૧૯૩૦ ની શરૂઆતનો સ્ટોક. | ૮૫૦ | ,, ,, |
| કુલ .. | ૨૦,૯૫૦ | લાખવાર. |
| ઉપરમાંથી કલકતાખાતેથી નીકાશ બાદ...... | ૧૮,૪૪૦ | લાખવાર. |
| બાલાંશ... | ૨,૫૧૦, | લાખવાર. |

અમો માનીએ છીએ કેઃ—ઇ. સ. ૧૯૩૦ ના વરસ આખરે આથી વીશેશ ખરાબ સ્થીતી થાય નહીં. તે ઉપરાંત અમો નીચેના કારણોસર ઉત્પન્નમાં ઘટાડો થવાનું પણ માનીએ છીએ.

(૧) **વધારાના કામની બંધીઃ**—મીલો જયારે અઠવાડીઆના ૫૪ કલાક કામ કરતી ત્યારે, કાચા જુટના ભાવો અને તેમાંથી બનતા હેસી-

અન વીગેરેના ભાવોની સરખામણીમાં મીલોને સારો નફો રહેતો હતો. અને મીલો ૫૪ ને બદલે વધારે કામ કરવાને લલચાતી હતી, અને કેટલીક મીલો તો ખરેખર અઠવાડીઆના ૫૪ કલાકને બદલે વધારે કલાક કામ કરતી પણ હતી. હાલ તે વધારો બંધ થાય કારણ કે, હાલના જુટના ભાવો અને હેસીઅનના ભાવોની સરખામણીમાં મીલોને ઘણો થોડો નફો રહે છે; બલકે કેટલીક મીલો તો નુકશાન પણ કરતી હશે, એમ હોઇ વધારે કલાક કામ કરવું પોશાય નહીં, તેમજ મજુરીનો દર પણ વધારે છે એટલે **મીલોને નફો થતો હોય તોજ વધારે કલાક કામ કરવાનું પોશાઇ શકે.**

(૨) **કાર્ય પદ્ધતીમાં ફેરફારઃ**—જ્યારે હેસીઅન વીગેરેના ભાવો ઉંચા હતા ત્યારે, અને મીલોને નફો થતો ત્યારે, મીલો હેસીઅન બનાવવામાં ઉંચી જાતનું જુટ વાપરતી, જ્યારે હાલ નુકશાન યાને ઓછા નફા વખતે મીલો હલકી જાતનું જુટ વાપરે એ બનવા જોગ છે, એટલે માલનું હલકાપણું ઘટાડો થવાનું કારણ પણ બની શકે.

(૩) **મજુરીની મુશ્કેલીઓ:**—અત્યારની પરિસ્થિતિ જોતાં, આ વિશય ઘણો અનીશ્ચિત થઈ પડયો છે. અત્યારે હિંદુસ્તાનના મજુર વર્ગની સ્થીતી ઘણીજ અસંતોષકારક થઈ પડી છે, આ આપણે ભુલવું જોઇતું નથી. અમુક વરસ પહેલાંનો હિંદુસ્તાનનો અવ્યવસ્થિત મજુર વર્ગ આજે વ્યવસ્થીત થયો છે, રાજ્યદ્વારી પરીસ્થીતી પણ સંતોષકારક નથી, એટલે મજુરો કયારે સ્થીતી ભયંકર કરી નાંખે તે કહી શકાય નહીં. ( અમે એમ કહેવા નથી માગતા કે તેમ બનશે, પરંતુ ) આ પરીસ્થીતીનો પણ વિચાર કરવો જોઇએ, અને તેથી જુટ મીલો પર મજુરોનો ભય પણ ઉભેલો છે. ચાંપધાની મીલ છેલ્લા એક મહીનાથી હડતાલ પર છે, તેમજ એંગસ મીલમાં પણ તેના છાંટા ઉડતા દેખાય છે.

**હેસીઅનની ખપતમાં વધારોઃ**—ઈ. સ. ૧૯૨૧ માં જ્યારે ૫૪ કલાક કામ કરવાનું મીલોએ નક્કી કીધું ત્યારથી આજ સુધીમાં, દુનિયાના હેસીઅનના કાપડની ખપતમાં યાને માગમાં મક્કમ પણે વધારોજ થતો રહ્યો છે; તે નીચેના આંકડા પરથી સમજી શકાશેઃ—

| | | | |
|---|---|---|---|
| ઈ. સ. | ૧૯૨૧ માં કુલ ચડત. | ૧૧,૧૦૦ | લાખ વાર. |
| ,, | ૧૯૨૨ ,, ,, ,, | ૧૨,૫૦૦ | ,, ,, |
| ,, | ૧૯૨૩ ,, ,, ,, | ૧૩,૭૦૦ | ,, ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ,, | ૧૯૨૪ | ,, | ,, | ,, | ૧૪,૨૦૦ | ,, | ,, |
| ,, | ૧૯૨૫ | ,, | ,, | ,, | ૧૫,૦૦૦ | ,, | ,, |
| ,, | ૧૯૨૬ | ,, | ,, | ,, | ૧૫,૦૦૦ | ,, | ,, |
| ,, | ૧૯૨૭ | ,, | ,, | ,, | ૧૫,૫૦૦ | ,, | ,, |
| ,, | ૧૯૨૮ | ,, | ,, | ,, | ૧૫,૯૦૦ | ,, | ,, |
| ,, | ૧૯૨૯ | ,, | ,, | ,, | ૧૬,૩૦૦ | ,, | ,, |

ઉપરના આંકડાઓ બતાવી આપે છે કેઃ—ઇ. સ. ૧૯૨૧ થી ઇ. સ. ૧૯૨૯ સુધીમાં દુનિયાની હેસીઅનના કાપડની વપરાશમાં ૧૧,૧૦૦ લાખ વાર પરથી ૧૬,૩૦૦ લાખ વાર જેટલો વધારો થયો છે કે જે, વપરાશમાં ૫૦ ટકા જેટલો વધારો થયો બતાવે છે. અમો માનીએ છીએ કે ઇ. સ. ૧૯૩૦માં દુનિયાની વપરાશમાં વધારો થવો જોઇએ. તેનાં કારણોઃ—

(૧) **ભાવોનું નીચાપણું**:—છેલ્લાં સાત આઠ વરસથી હેસીઅનના ભાવોમાં વધારો થવા છતાં, વપરાશ તો આસ્તે આસ્તે વધતીજ રહી છે. જો કે બે વરસ પહેલાં જ્યારે સટોડીઆઓએ હેસીઅનના ભાવો વધારી મુકયા હતા ત્યારે, વપરાશવાળાઓ પોતાની વપરાશમાં કરકસર કરવાના છે એમ કહેવામાં આવતું હતું! હાલ જ્યારે ભાવોમાં ૩૦ ટકા જેટલો ઘટાડો થયો છે, ત્યારે વપરાશમાં જરૂર સારો વધારો થવો જોઇએ.

(૨) **વારસીક ધીમો વધારો**:—દર વરસે ખેતીવાડી વધારવા દુનિયા વધારે ને વધારે જમીન ખેડતી જાય છે, ખેતી વધતી જાય તેમ તેમ કોથળાની માંગમાં વધારો થાય તે પણ દેખીતું છે. દાખલા તરીકે ઓસ્ટ્રેલીઆ કે જે આજ સુધી કોથળાને અડતું નહોતું તેને હાલ પોતાના માંસના ઉદ્યોગ માટે દરવરસે હેસીઅનના કાપડની ૧૦,૦૦૦ ગાંસડીની જરૂરત થઈ પડી છે. બાકીના દેશોના ખોરાકમાં પણ શીપમેન્ટ લીસ્ટ જોતાં હેસીઅનના કાપડની માંગમાં વધારોજ થયો દેખાય છે, તેમજ કોથળાની માગણી પણ વધેલીજ જણાઈ આવે છે.

(૩) **યુરોપની મીલોની હરીફાઈ**:—કલકત્તાની મીલોના હેસીઅનના કાપડના ભાવો વધેલા હતા ત્યારે, ડનડી અને કોન્ટીનેન્ટલ મીલો ટુંકી–પહોળી સાઇઝના પોતાના હેસીઅનના કાપડનો માલ. અમેરિકાને કલકતાના ભાવથી ઓછે ભાવે આપી શકતી હતી; હવે તે મીલો કલકત્તાની મીલોના ભાવો નીચા થતાં હરીફાઈમાં ટકી શકે નહીં, યાને પોતાનો માલ અમેરિકાને કલકનાની મીલોના ભાવથી નીચા ભાવે આપી શકે નહીં.

**જો કે કલકત્તાની મીલોનો કેટલો માલ અમેરિકા ખાશે તેનો આશરો કાઢી શકાય નહીં, છતાં એટલું તો ખરૂંજ કેઃ—થોડો વખત હાલના લેવલ પર ભાવો ટકી રહે તો અમેરિકા જરૂર કલકતાથી સારી જેવી ખરીદી કરે.**

(૪) **જુની ગુણીઓની માગણીમાં ઘટાડોઃ**—કોથળા અને કોથલાના કાપડના ઉંચા ભાવો વખતે Second hand **એટલે** એક વખત **વપરાઇ** ગયેલા જુના કોથળાઓની માગણી સારી હતી, તે હાલના નીચા ભાવોને લીધે ઓછી થાય. કારણ કે-**જુનાને ભાવે નવું મળતાં જુનાને કોણ વાપરે ?**

ગઇ સાલના ઓકટોબર, નવેમ્બર અને ડીસેમ્બરમાં નોર્થ અમેરિકા ખાતે સારા પ્રમાણમાં હેસીઅનની ચડત થઈ હતી, છતાં સટાને લીધે ભાવો વધી શકયા નહોતા. કારણ મંદીવાળાઓએ ગણતરી કરી કે–અમેરિકા ખાતે ચડેલો માલ કાંઇ વપરાશમાં ખપી ગયો નથી, એ તો જેવો માલ કલકતામાં પડયો હતો તેવો અમેરિકામાં પડયો છે. વળી માલ ત્યાં વધારે એકઠો થવાથી ચાલુ સાલમાં અમેરિકા ઓછો માલ લે તે બનવા જોગ છે, તેમજ મંદીવાળાઓ એક બીજું પણ કારણ એ ગણે કે–નવી થતી મફતલાલ અને પ્રેમચંદ મીલ કે જે, ચાલુ વરસના બીજા છ મહીનામાં દરેક ૫૦૦ લુમોથી કામ કરતી ચાલુ થશે ત્યારે સ્ટોકમાં વધારો થશે, એ કારણ પણ મંદીવાળાઓને મંદી તરફ દોરવનારૂં થઇ પડે.

ઉપરના બધા સંજોગો તપાસતાં હેસીઅન બજારમાં કોઇ ઝડપી તેજી તુરતમાં આવે તેવું દેખાતું નથી, તોપણ ગયા વરસના પાછલા મહીનાઓમાં થઇ પડેલી ખરાબ સ્થીતી પણ થવાનો સંભવ નથી એટલે કેઃ–જુટ મીલના ઉદ્યોગને વધારાના હેસીઅનની ઉત્પન્નની ખરી માગ નીકલતા સુધીમાં બહુ નીચા ભાવો જોવા પડે તેવું પણ દેખાતું નથી, જો કે, ઇ. સ. ૧૯૩૦ નું વરસ હેસીઅન બજારના સ્ટોકના વધારાને લીધે ને ઓછા ભાવોને લીધે સહેજ મુશકેલીવાળું નીવડે, અને મીલોને કદાચ નફો ઓછો પણ થાય, છતાં "**જે થાય તે સારા માટે**" તેમ હાલની મંદી અને સ્ટોકનો વધારો **થોડે નફે બમણો વકરો** કરાવી ભવીષ્યમાં મીલોને લાભ કરતા થઇ પડે તો નવાઈ જેવું નથી.

———o———

"ઉપરના લેખમાં લેખકે હેસીઅન બજારનું જે ભાવી બતાવ્યું છે. તે સાથે સંમત થતા અમારે કહેવું જોઇએ કે:—હેસીઅન બજારમાં આવેલી આ નરમાશ જો કે ભાવો એકદમ વધે નહીં છતાં ઘટવામાં હવે વીશેશ ઘટે તેવું દેખાતું નથી. ( જુઓ પાછળ હેસીઅનના દસ વરસના ભાવોની વધઘટનો કોઠો ) હવે તો ફક્ત એકાદ નજીવું કારણ મળતાં યાને હેસીઅનની માગ નીકળતાં ભાવોમાં ઉછાળો આવવાની વલણ વીશેશ ગણાય. આથી જુટ મીલના શેરો લેનાર—વેચનારે આ પરીસ્થીતી બરાબર સમજી કામ કરવું સલાહ ભરેલું છે. મીલોને નફો ઓછો થતાં શેરોના ભાવો કદાચ સહેજ દબાય, છતાં હેસીઅન બજાર જરા જુજ સુધરતાં શેરોના ભાવોમાં અચાનક સારા જેવો ઉછાળો આવતાં વાર નહીં લાગે એમ અમો માનીએ છીએ. પ્રકાશક—



# ઈ. સ. ૧૯૧૯ થી ૧૯૨૯ સુધીમાં જુટ, હેસીઅન અને ગુણી ( કોથળા ) ના ભાવોમાં દર વરસે થયેલી વધઘટ.

| ઈ. સ. | ફર્સ્ટ ગ્રુપ જુટની ગાંસડીના વરસ દરમ્યાન થયેલા ઉંચા ભાવ રૂ. | નીચા ભાવ રૂ. | ૮×૪૦×૯ પોરટર હેસીઅનના કાપડના વરસ દરમ્યાન થયેલા ઉંચા ભાવ રૂ. | નીચા ભાવ રૂ. | ૧૦½×૪૦×૧૧ પોરટર હેસીઅનના વરસ દરમ્યાન થયેલા ઉંચા ભાવ રૂ. | નીચા ભાવ રૂ. | હેવી "સી" ( કોથળા ) ના વરસના દરમ્યાન થયેલા ઉંચા ભાવ રૂ. | નીચા ભાવ રૂ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૯. | જુલાઇમાં ૧૦૦-૦-૦ | ફેબરવારીમાં ૬૮-૦-૦ | જુલાઇમાં ૩૨-૮-૦ | મારચમાં ૧૨-૪-૦ | જુલાઇમાં ૩૮-૮-૦ | મારચમાં ૧૬-૪-૦ | જુલાઈમાં ૫૩-૦-૦ | મારચમાં ૪૫-૦-૦ |
| ૧૯૨૦. | ઓકટોબરમાં ૮૫-૦-૦ | જુનમાં ૬૮-૦-૦ | જાનેવારીમાં ૨૩-૦-૦ | ડીસેમ્બરમાં ૧૨-૧૪-૦ | જાનેવારીમાં ૨૮-૦-૦ | ડીસેમ્બરમાં ૧૫-૬-૦ | જાનેવારીમાં ૫૬-૮-૦ | ડીસેમ્બરમાં ૩૬-૧૨-૦ |
| ૧૯૨૧. | જાનેવારીમાં ૭૩-૦-૦ | નવેમ્બરમાં ૫૮-૦-૦ | સપ્ટેમ્બરમાં ૧૩-૭-૦ | મે માં. ૧૧-૦-૦ | સપ્ટેમ્બરમાં ૧૭-૧-૦ | મે માં. ૧૨-૧૪-૦ | ઓકટોબરમાં ૪૧-૯-૦ | મારચમાં. ૩૦-૧૧-૦ |
| ૧૯૨૨. | ડીસેમ્બરમાં ૮૮-૮-૦ | ફેબરવારીમાં ૫૬-૦-૦ | નવેમ્બરમાં ૧૯-૮-૦ | ફેબરવારીમાં ૧૧-૮-૦ | જુનમાં ૨૮-૦-૦ | ફેબરવારીમાં ૧૪-૮-૦ | મે માં ૪૪-૮-૦ | ફેબરવારીમાં ૩૬-૪-૦ |
| ૧૯૨૩. | જાનેવારીમાં ૭૮-૦-૦ | સપટેમ્બરમાં ૪૮-૦-૦ | જાનેવારીમાં ૧૯-૪-૦ | ઓગસ્ટમાં ૧૨-૧૪-૦ | જાનેવારીમાં ૨૩-૧૦-૦ | ઓગસ્ટમાં ૧૭-૧૨-૦ | ડીસેમ્બરમાં ૫૦-૦-૦ | ઓગસ્ટમાં ૩૯-૧૦-૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪. | નવેમ્બરમાં ૮૮-૦-૦ | ફેબરવારીમાં ૬૨-૦-૦ | નવેમ્બરમાં ૨૦-૧૦-૦ | જાનેવારીમાં ૧૪-૨-૦ | ઓકટોબરમાં ૨૪-૧૪-૦ | જાનેવારીમાં ૧૮-૮-૦ | ઓકટોબરમાં ૬૫-૦-૦ | જુનમાં. ૪૯-૦-૦ |
| ૧૯૨૫. | નવેમ્બરમાં ૧૨૮-૧૨-૦ | જાનેવારીમાં ૮૦-૧૪-૦ | નવેમ્બરમાં ૨૧-૬-૦ | મે માં ૧૬-૬-૦ | નવેમ્બરમાં ૨૭-૨-૦ | ફેબરવારીમાં ૨૦-૧૩-૦ | ડીસેમ્બરમાં ૭૨-૫-૦ | મે માં. ૫૪-૧૪-૦ |
| ૧૯૨૬. | જાનેવારીમાં ૧૨૬-૦-૦ | ઓકટોબરમાં ૫૯-૨-૦ | જાનેવારીમાં ૨૦-૮-૦ | ડીસેમ્બરમાં ૧૪-૮-૦ | જાનેવારીમાં ૨૬-૮-૦ | સપ્ટેમ્બરમાં ૧૮-૧૦-૦ | જાનેવારીમાં ૬૮-૬-૦ | જુલાઇમાં ૪૮-૧-૦ |
| ૧૯૨૭. | ઓગસ્ટમાં ૭૪-૬-૦ | મે માં. ૫૬-૦-૦ | ઓગસ્ટમાં ૧૯-૧૨-૦ | ફેબરવારીમાં ૧૪-૬-૦ | ડીસેમ્બરમાં ૨૩-૧૪-૦ | ફેબરવારીમાં ૧૮-૧૪-૦ | મારચમાં. ૫૧-૬-૦ | મે માં. ૪૪-૭-૦ |
| ૧૯૨૮. | ઓગસ્ટમાં ૭૯-૦-૦ | ફેબરવારીમાં ૬૧-૬-૦ | જુલાઇમાં ૨૦-૨-૦ | ઓકટોબરમાં ૧૫-૬-૦ | જુલાઈમાં ૨૫-૧૪-૦ | ફેબરવારીમાં ૨૧-૯-૦ | જાનેવારીમાં ૪૮-૮-૦ | ઓકટોબરમાં ૪૪-૯-૦ |
| ૧૯૨૯. | ફેબરવારીમાં ૭૨-૧૨-૦ | નવેમ્બરમાં ૫૪-૧૨-૦ | ફેબરવારીમાં ૧૬-૫-૦ | ડીસેમ્બરમાં ૧૧-૧૨-૦ | ફેબરવારીમાં ૨૦-૧૫-૦ | ડીસેમ્બરમાં ૧૫-૨-૦ | જાનેવારીમાં ૪૪-૧૨-૦ | ડીસેમ્બરમાં ૩૩-૧૧-૦ |
| તારીખ ૧૧-૩-૧૯૩૦ | જુટ ૪૬-૦-૦ | | રૂ. ૧૦-૧૩-૦ | | રૂ. ૧૩-૮-૦ | | | ૩૧-૧૦-૦ |

## ઇ. સ. ૧૯૩૦–૩૧–૩૨ ના વ્યાજો તથા ભાવોની વધઘટ નોંધવાનું પાનું.

| નામ. | ૧૯૩૦ | | ૧૯૩૧ | | ૧૯૩૨ | | નામ. | ૧૯૩૦ | | ૧૯૩૧ | | ૧૯૩૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | દર | ઉંચા નીચા ભાવ. | દર | ઉંચા નીચા ભાવ. | દર | ઉંચા નીચા ભાવ. | | દર | ઉંચા નીચા ભાવ. | દર | ઉંચા નીચા ભાવ. | દર | ઉંચા નીચા ભાવ. |
| આદમજી. | | | | | | | હાવરા. | | | | | | |
| આલબીઅન. | | | | | | | હુકમચંદ. | | | | | | |
| એલેકઝાનડરા. | | | | | | | ઈનડીઆ. | | | | | | |
| એલાએન્સ. | | | | | | | કમરહટી. | | | | | | |
| એંગલો-ઈનડીઆ. | | | | | | | કાકનારા. | | | | | | |
| ઓકલેન્ડ. | | | | | | | કેલવીન. | | | | | | |
| બાલી. | | | | | | | ખરડા. | | | | | | |
| બારાનગર. | | | | | | | કીનીસન. | | | | | | |
| બેલવેડીઅર. | | | | | | | લેન્સડાઉન. | | | | | | |
| બીરલા. | | | | | | | લોરેન્સ. | | | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બજબજ. | | | | | | |
| કેલીડાનીઅન | | | | | | |
| ચાંપધાની. | | | | | | |
| ચીવીએટ. | | | | | | |
| કલાઇવ. | | | | | | |
| કરેગ. | | | | | | |
| ડલહાઉઝી. | | | | | | |
| ડેલટા. | | | | | | |
| એમપાયર. | | | | | | |
| ફોર્ટ ગ્લોસ્ટર. | | | | | | |
| ફોર્ટ વીલીઅમ. | | | | | | |
| ગેનજીઝ. | | | | | | |
| ગોંડલપારા. | | | | | | |
| ગવરીપુર | | | | | | |
| હુગલી. | | | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લોધીઅન. | | | | | | |
| મેગના. | | | | | | |
| નઇહટી. | | | | | | |
| નેશનલ. | | | | | | |
| ન્યુ સેન્ટ્રલ. | | | | | | |
| નોર્થબ્રુક. | | | | | | |
| નડીઆ. | | | | | | |
| ઓરીએન્ટ. | | | | | | |
| પ્રેસીડેન્સી. | | | | | | |
| રીલાએન્સ. | | | | | | |
| સુરાહ. | | | | | | |
| સ્ટેન્ડર્ડ. | | | | | | |
| યુનીઅન. | | | | | | |
| વીવરલી. | | | | | | |

# શેરોની ખરીદ નોંધ.

| કંપનીનું નામ. | શેરની સંખ્યા. | શેરા ખરીદયા. | | જે દલાલ મારફત લીધા તેનું નામ. | ડીલીવરી | | | વેચનારની સહી હોય તેનું નામ ઠેકાણું. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | તારીખ. | શું ભાવથી. | | શેર મળ્યા તારીખ. | નાણાં આપ્યાં તારીખ. | શેર મળ્યા નંબર. | |
| | | | | | | | | |

# શેરોની વેચાણ નોંધ.

| કંપનીનું નામ. | શેરની સંખ્યા. | વેચ્યા. | | કયા દલાલ મારફત વેચ્યા. | ડીલીવરી આપી. | | | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | તારીખ. | શું ભાવથી. | | તારીખ. | શેર નંબર. | નાણાં મળ્યાની તારીખ. | |
| | | | | | | | | |

આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

## મુંબઈ.

મેસર્સ જમનાદાસ મુલચંદ. ૫૫, એપોલો સ્ટ્રીટ.
" મનમોહનદાસ નેમીદાસની કું. નં ૧, દલાલ સ્ટ્રીટ.
" ગોકળભાઈ દોલતરામ રૂઉ દલાલ
કાલબાદેવી રોડ.
" અમુલખ અમીચંદની કું. રૂના દલાલ.
મારવાડી બજાર.

## સુરત.

મેસર્સ રંગીલદાસ જગમોહનદાસની કું.
શેર દલાલ. કણપીઠ, સુરત

## કલકત્તા.

મેસર્સ બીશાનદયાળ દયારામ.
નં. ૨ રોયલ એકસચેંજ પ્લેસ. કલકત્તા.
દોશી કેશવલાલ મુળચંદ.
નં. ૪૯ કલાઈવ સ્ટ્રીટ. કલકત્તા.

---

## અમદાવાદ.

સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ:—પાનકોરનાકા.

કલકત્તા સ્ટોક એક્સચેંજ એસોસીએશનના મેમ્

# મેસર્સ બીશનદયાળ દયારામ

નામની કલકત્તાની શેર દલાલની પેઢી તરફથી

મુંબઈ ઈલાકાના તેઓના ઘરાકોની ખાસ

સગવડ માટેઃ—

આ પુસ્તકના પ્રગટ કર્તાને તેઓના મુંબઈ ઈલાકા

એજન્ટ તરીકે નીમેલ છે.

કલકત્તાની જ્યુટ મીલોમાં નાણું રોકનારે અને નાણું રો ઈચ્છનારે શેરો લેવા, વેચવા, નામપર ચડાવવા, વ્યાજ વ કરાવવા વિગેરે કલકત્તા શેર બજારના કોઈ પણ કામ-સલ માટે નીચેને શીરનામે મળવું-લખવું યા પત્ર વ્યવહાર કરવો.

**છોટાલાલ સી. કોઠારી.**

પપ, એપોલો સ્ટ્રીટ. પહેલે માળે

મુંબઈ.

ટેલીફોન નં. ૨૫૧૪૨.

તારનું સરનામું:—

JUTSHARE. Bombay.

INSIGHT. Calcutta.